श्री आत्मानन्द ग्रंथमाला नंबर ९ मो.

श्री

# નયમાર્ગદર્શક

યાને

## सात नयनुं स्वरूप.

( વાર્તા રૂપે )

छपावी प्रसिद्ध करनार.

श्री जैन आत्मानंद सभा.

भावनगर.

વીર સંવત ૨૪૩૫ આત્મ સંવત ૧૪ વિક્રમ સંવત ૧૯૬૫

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર



प्रकाशितं जनानां यैर्मतं सर्वं नयाश्रितम्
चित्ते परिणतं चेदं येषां तेभ्यो नमोनमः ॥१॥

"લોકના હિતને માટે સર્વ નયાશ્રિત મત જેણે પ્રકાશિત કર્યો છે, અને જેના ચિત્તમાં તે પરિણત થયો છે, તેને વારંવાર નમસ્કાર છે"

---

सच्चारित्र पवित्र चित्र चरितं चारु प्रबोधान्वितं
शांतं श्री शमतारसेन सुखदं सर्वज्ञ सेवाधरम्
विद्वन्मण्डल मण्डनं सुयशसा संव्याप्त भूमण्डलं
तं सूरिं प्रणमाम्यहं सुविजयानंदाभिधं सादरम् ॥१॥

"ઉત્તમ આચારોએ કરીને પવિત્ર અને સુંદર છે ચારિત્ર જેમનું, તેમજ સુંદર બોધવડે જે યુક્ત છે, વળી શમતાના રસે કરીને શાંત સુખને આપનારા, સર્વજ્ઞની સેવાને ધારણ કરનારા, વિદ્વાનોના મંડળમાં આભુષણરૂપ, અને ભુમંડળની અંદર જેમનો યશ સારી રીતે વ્યાપેલો છે, તેવા શ્રી વિજયાનંદસૂરિ (આત્મારામજી મહારાજ) ને હું આનંદ પૂર્વક નમસ્કાર કરૂં છું"



# શ્રી આત્માનંદ પ્રકાશ.

(માસિક.)

---

જૈન કોમમા અતિ ફેલાવા સાથે પ્રખ્યાતિ પામેલુ આ માસિક આ સભા તરફથી પ્રતિ માસે પ્રગટ કરવામા આવે છે તેમા આવતા ધાર્મિક, વ્યવહારિક, અને નૈતિક સબધી ઉત્તમ લેખોથી આપણી કોમમા નીકળતા માસિકોમા આ માસિક પ્રથમ પક્તિ ધરાવે છે, જેને માટે વિદ્વાન સાધુ મુનિરાજો, જૈન વિદ્વાન ગૃહસ્થો, અને ન્યુસ પેપરોએ એકઅવાજે વખાણ કરેલા છે દરેક શ્રાવણમાસથી નવુ વર્ષ શરૂ થાય છે અને દરેક વર્ષ પૂર્ણ થતા એક નવીન દ્રવ્યાનુયોગના વિષયથી ભરપુર બુક લગભગ નવથી દશ ફાર્મ જેટલી મોટી ગ્રાહકોને ભેટ આપવામા આવે છે વાર્ષિક મૂલ્ય રૂ ૧—૦—૦— બહાર ગામવાળાને પોષ્ટેજના રૂ ૦—૪—૦ વધારે આપવા પડે છે તેના પ્રમાણમા લાભ બહુ વિશેષ છે ગુરૂ ભક્તિ નિમિત્તે દરેક જૈન બધુઓએ અવશ્ય લાભ લેવા ચૂકવુ નહીં



શ્રીમદ્વિજયાનંદસૂરિ વિરચિત

# "શ્રી જૈન તત્વાદર્શ."

( ગુજરાતી ભાષાંતર )

જૈન દર્શનના તત્વોનો આદર્શરૂપ આ ગ્રંથ કોઈપણ વખત જેના દૃષ્ટિ માર્ગમાં આવ્યો નથી, તે જૈન દર્શનનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવામાં બહુજ અશક્ત રહે છે પૂર્વ મહાત્માઓએ રચેલા તત્વ જ્ઞાનના અમૂલ્ય ગ્રંથોનું રહસ્ય આ ગ્રંથમાં સારરૂપે દોહન કરાયલું છે તેથી દરેક જૈન બંધુઓના હસ્તમાં આ ગ્રંથ નિરંતર રહેવો જોઈએ ઉંચા કાગળ સુંદર ટાઈપ અને મજબુત બાઈડીંગથી તૈયાર કરવામાં આવ્યો છે કિંમત રૂ ૩-૦-૦ પરદેશવાળાને પોસ્ટેજ ચાર્જ વધારે પડશે

---

શ્રીમદ્વિજયાનંદસૂરિ વિરચિત.

# "શ્રી અજ્ઞાન તિમિર

ભાસ્કર ગ્રંથ"

આ મહાશયના લેખ પ્રથમથીજ પ્રશંસનીય થતા આવેલ છે આર્હત ધર્મના તત્વોની જે ભાવના તેમના મગજમાં જન્મ પામેલી, તે લેખરૂપે બાહેર આવતાજ આખી દુનિયાના પંડિતો, જ્ઞાનીઓ, શોધકો શાસ્ત્રજ્ઞો, ધર્મ ગુરૂઓ લેખકો અને સામાન્ય લોકો ઉપર જે અસર કરેલી છે, તેજ તેની સસારતા અને ઉપયોગિતા દર્શાવવાને પૂર્ણ છે મિથ્યાત્વજનિત અજ્ઞાનતાને લઇને અન્યમતિ ભારતવાસીઓએ સનાતન જૈનધમ ઉપર જેજે આક્ષેપ કર્યા છે અને કરે છે, તથા વેદાદિગ્રંથોના સ્વકપોલ કલ્પિત અર્થે કરી જે જે લેખ દ્વારા પ્રયત્નો કર્યા છે તે ન્યાય અને યુક્તિપૂર્વક તેતે ગ્રંથોનું મથન કરી આ ગ્રંથમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે, અને જૈન દર્શનની ક્રિયા તથા પ્રવર્તન સર્વરીતે અબાધિત અને નિર્દોષ છે, એવું જગતના સર્વ ધાર્મિકોની દૃષ્ટિએ સિદ્ધ કરી આપેલ છે કી રૂ ૨-૮-૦

# अमारा तरफथी छपाता ग्रंथो.

૧ કુમાર વિહાર શતક મૂળ તથા અવચૂરિ ભાષાતર સાથે
૨ વિવિધ પૂજા સંગ્રહ ( સૂરિશ્વર આત્મારામજી
મહારાજ કૃત આવૃતિ બીજી તૈયાર છે ૦–૮–૨
૩ ઉ સવિનોદ આવૃતિ ત્રીજી સુધારા વધારા સાથે ૦–૧૨–૦
૪ જૈન ધર્મ વિષયિક પ્રશ્નોત્તર ( શ્રી આત્મારામજી
મહારાજ કૃત ) ૦–૮–૦
૫ શ્રાદ્ધગુણ વિવરણ મૂળ અને ભાષાતર સાથે છપાય છે
૬ ધર્મબિન્દુ મૂળ તથા ટીકા, ભાષાતર અને વિવેચન સહીત
૭ કુમારપાળ પ્રબંધ ( ભાષાતર ) નવીન પદ્ધતિથી.

આ શિવાય દરેક જાતના જૈનધર્મના પુસ્તકો, નકશાઓ, તેમજ મુનિ મહારાજાઓના ફોટોગ્રાફ્સ વિગેરે અમારી ઓફી સમા તૈયાર મળે છે નકો જ્ઞાનખાતામા રહે છે, જેથી દરેક જૈન બધુઓ લાભ લેશે

મંગાવનારે પત્ર વ્યવહાર નીચેને શીરનામે કરવો

શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર.

# પ્રસ્તાવના

જૈનધર્મના તત્વજ્ઞાનનો માર્ગ અતિ ગહન છે, એ ગહન માર્ગમાં પ્રવેશ કરવાને માટે તેના ઉત્તમ સાધનો મેળવવા જોઈએ. જ્યાંસુધી ઉત્તમ પ્રમાણની આ ધન સંપત્તિ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી એ ગહન માર્ગમાં પ્રવેશ કરી શકાય તેમ નથી. તેથી તેના સાધનરૂપે આ લઘુ લેખની યોજના કરવામાં આવી છે. સાત નયનું સ્વરૂપ યથાર્થ રીતે સમજવામાં આવે તો સ્યાદ્વાદ સિદ્ધાંતનું રહસ્ય સારીરીતે સમજવામાં આવી શકે છે, આર્હત ધર્મના પારગત મહાનુભાવ પુરુષોએ પોતાના લોકોત્તર જ્ઞાનના બળથી સાતનય અને સપ્તભંગીની યુક્તિ સહિત પદ્ધતિ પ્રગટ કરીછે, તેમાં સાતનયનું જ્ઞાન વસ્તુના યથાર્થ સ્વરૂપને સારીરીતે દર્શાવી શકેછે

આર્હત ધર્મના સિદ્ધાંત ગ્રંથો સમજવાને માટે સમર્થ વિદ્વાનોએ સાતનયના સ્વરૂપને યુક્તિ પૂર્વક દર્શાવ્યું છે, અને તે ઉપર અનેક ગ્રંથો લખેલા છે, કેટલાએક ગ્રંથો તો સમજવાને એટલા બધા મુશ્કેલ છે કે, તેમાં પ્રવેશ કરવાને માટે ન્યાયના મોટા ગ્રંથોના અભ્યાસની આવશ્યકતા છે

વર્તમાનકાળે જૈનવર્ગમાં તેવા ગ્રંથોનો અભ્યાસ કરનારા ઘણા વિરલા પુરુષો જોવામાં આવે છે, કદિ મુનિવર્ગમાંથી કોઈ તેવા વિદ્વાનો નીકળી આવે છે, પણ ગૃહસ્થ વર્ગમાંથી તો કોઈકજ તેવા વિદ્વાન્ મળી આવે છે, આથી આ લઘુ પુસ્તકની યોજના વિશેષ ઉપયોગી થવાનો સંભવ છે

આ લઘુ પુસ્તકમાં સાતનયનું સ્વરૂપ સ્હેલાઈથી સમજી શકાય, તેવી યોજના કરવામાં આવી છે **આનંદસૂરિ** નામના એક જૈનાચાર્ય અને **નયચંદ્ર** નામના એક શ્રાવકના કુટુંબનો સંબંધ લઈ ઉક્ત વિષયને સારીરીતે વિવેચન પુરઃસર ચર્ચવામાં આવેલો છે, અને સ્હેલી ભાષાથી તેને સ્પષ્ટ રીતે સમજાવવામાં આવેલ છે મહાનુભાવ આનંદસૂરિ પોતાના શિષ્ય પરિવારને લઈ સિદ્ધગિરિની યાત્રાએ આવે છે અને ત્યાં નયચંદ્ર નામના શ્રાવકના કુટુંબને તેમનો યોગ થઈ આવે છે, પરોપકારી આનંદસૂરિ શંકાશીલ નયચંદ્રને પ્રતિબોધ આપવાને માટે સિદ્ધગિરિની યાત્રાએ આવેલા છે અને સિદ્ધગિરિની સાત યાત્રાઓ કરવાનો સંકલ્પ કરી સાત દિવસમાં સાતનયના સ્વરૂપનો ઉપદેશ આપે છે

૧ લી યાત્રામાં મહાનુભાવ આનંદસૂરિએ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ વસ્તુનું યથાર્થ સ્વરૂપ તેના દશ સામાન્ય ગુણ સ્વભાવ [illegible] નો અર્થ અને તેના આઠ પ્રકાર દર્શાવ્યા છે

આવા પઠન પાઠન કરવા માટે અત્યુત્તમ ઉપયોગી દ્રવ્યાનુયોગના ગ્રંથો આ સભા તરફથી પ્રસિદ્ધ થતા શ્રી આત્માનંદ પ્રકાશના ગ્રાહકોને દરવર્ષે ઉપર મુજબ ભેટ આપવામાં આવે છે, તેજ મુજબ આ છઠ્ઠા વર્ષની ભેટ તરીકે આ અપૂર્વ ગ્રંથ મોટો ખર્ચ કરી આ માસિકના ગ્રાહકોને ભેટ આપવા માટે પ્રગટ કરવામાં આવ્યો છે

ભારતવર્ષના મહાન્ ઉપકારી શ્રીમદ્ વિજયાનંદસૂરિ ( આત્મારામજી મહારાજ ) ના સ્મરણાર્થે અને ભક્તિ નિમિત્તે આ સંસ્થાનો જન્મ થયેલ હોવાથી તે કૃપાળુ ગુરૂરાજનું હિંદુસ્તાનના સકળ સંઘને સ્મરણ રહે તે માટે આ ગ્રંથમાં તે પરમપૂજ્ય ગુરૂરાજની છબી અમોએ મોટા ખર્ચે કરી તૈયાર કરી મુકવામાં આવી છે

આ ગ્રંથની યોજના જૈન વિદ્વાનોના પ્રાચીન લેખોને અનુસરીને કરવામાં આવી છે તે છતાં પ્રમાદને વશ થઈને કોઈ સ્થળે જો કોઈ જાતની સ્ખલના થઈ હોય તો અમો મિથ્યાદુષ્કૃત સહિત ક્ષમા યાચીએ છીએ

આત્માનંદ ભુવન
વીરસંવત્ ૨૪૩૫ આત્મસંવત્ ૧૪
અષાઢ પુર્ણિમા
સંવત્ ૧૯૬૫

શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર



# નયમાર્ગદર્શક

યાને

## सातनयनुं स्वरूप.

### યાત્રા ૧ લી.





ત્ત્વજ્ઞાનની ઈચ્છાને ધારણ કરનારો, આર્હતધર્મના પ્રકાશથી જેના હૃદયનું અંધકાર દૂર થયેલું છે, અને જેના શુદ્ધ હૃદયમાં વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણવાની પ્રબળ ઈચ્છા જાગ્રત રહ્યા કરે છે, એવો એક તરૂણ પુરૂષ નિરંતર શોધ કરવાની બુદ્ધિથી દેશોદેશ ભમ્યા કરતો હતો, વસ્તુ સ્વરૂપની જિજ્ઞાસા તેના શુદ્ધ મનને આકર્ષ્યા કરતી હતી તે હૃદયથી અતિ આસ્તિક હતો, તથાપિ કોઈ કોઈવાર શંકાઓનું જાળ તેના આસ્તિક હૃદયને દબાવી દેતું હતું

આ તરૂણ પુરૂષનું નામ નયચંદ્ર હતું, તેણે બાલ્યવયથી સારા સારા વિદ્વાનોનો સમાગમ કર્યો હતો, તે પ્રથમથી શુદ્ધ આર્હત ધર્મનો ઉપાસક હતો આર્હતધર્મની ઉપાસના તેના કુળમાં પરંપરાથી ચાલી આવતી હતી, જૈનધર્મના પવિત્ર સંસ્કારો તેના કોમળ હૃદયમાં પ્રથમથીજ વાસિત થયા હતા

આ પ્રમાણે નયચંદ્ર સર્વ રીતે યોગ્ય છતાં તેનામાં એક મંદાન્ધ દોષ કોઈ કોઈવાર પ્રગટ થતો હતો, તે દોષ તે શંકા કરવાનો હ

તો, તેના હૃદયમા વસ્તુ સ્વરૂપનો વિચાર કરતા અને ધાર્મિક તત્ત્વનો વિમર્શ કરતા વાર વાર શકાઓ થયા કરતી હતી, કોઈ કોઈવાર તે તે શકાના પ્રવાહમા એટલો બધો તણાઈ જતો કે, તેના હૃદયની અદર રહેલી ધાર્મિક દૃઢ આસ્થા પણ ક્ષણવાર ચલાયમાન થઇ જતી હતી

નયચદ્ર અતિશય ધનાઢ્ય ન હતો, પણ તે સારી સ્થિતિમા હતો, તેનો પિતા એક મહાન્ વ્યાપારી હતો, તેણે વ્યાપારકળાથી ઘણું દ્રવ્ય એકઠુ કર્યું હતુ, પણ તેજ માર્ગે પાછુ તે દ્રવ્ય આકર્ષાઇ ગયુ હતુ

લક્ષ્મીની ચચળતા વ્યાપારકળામા પ્રત્યક્ષ દેખાય છે સમુદ્રના મોજાની જેમ વ્યાપાર લક્ષ્મીના ઉત્પત્તિ તથા લય ક્ષણે ક્ષણે થયા કરે છે મહા વ્યાપારીના કોશાગારમા નૃત્ય કરતી લક્ષ્મી વિદ્યુત્‌ની જેમ ક્ષણિક છે વ્યાપારકળા જેવી લક્ષ્મી વર્ધક છે, તેવી ક્ષાયક પણ છે, તથાપિ માનવજીવનની સ્વતત્રતાનો પ્રભાવ વ્યાપાર કળાને આભારી છે સેવાવૃત્તિથી વ્યાપારવૃત્તિ ઘણે દરજ્જે ઉંચી છે, જો એ કળા સાથે ઉદારતાનો ઉત્તમ ગુણ પ્રાપ્ત થયો હોય તો વ્યાપારી આત્મા આલોક તથા પરલોક—ઉભયને સાધી શકે છે આવા મહાન વ્યાપારી પિતાનો પુત્ર નયચદ્ર વ્યાપાર માર્ગનો પ્રવાસી બન્યો ન હતો, તેના પિતાનો મોટો વૈભવ ચાલ્યો ગયો હતો, તથાપિ તેનો નિવાહ સુખે ચાલે એટલુ દ્રવ્ય તેને પિતા તરફથી પ્રાપ્ત થયુ હતુ, આથી તેના મનપરસસારની ઉપાધિની અસરો થતી નહતી

નયચદ્રને **સુબોધા** નામે એક વિદુષી સ્ત્રી હતી સુબોધામા તેણીના નામ પ્રમાણે ગુણ હતા સુબોધાના ઉદરથી **જિજ્ઞાસુ** નામે એક પુત્ર ઉત્પન્ન થયો હતો, તે પણ યથાર્થ નામા હતો જિજ્ઞાસુએ પોતાના આસ્તિક પિતા પાસેથી ધાર્મિક અને વ્યવહારિક બન્ને પ્રકારની કેળવણી લીધી હતી, તે સાથે તેના કુમળા મનઉપર આર્હતધર્મની મ ગીન આસ્તા પ્રથમથીજ પડી ગઇ હતી

નયચદ્ર સુબોધા અને જિજ્ઞાસુ—એ એકજ કુટુબની ત્રિપુટી હમેશા નિવૃત્તિને વખતે સાથે બેસી ધર્મચર્ચા કરતી હતી વિદુષી સુ

બોધાના હ્રદયમા આર્હતધર્મના તત્ત્વનુ ઉત્તમ જ્ઞાન આરૂઢ થયુ હતુ, તેથી તેણીના હ્રદયમા સ ખા ક ખા વગેરે દોષોને અવકાશ મળતો નહોતો, તેણીના દૃઢ હ્રદયમા તત્ત્વનો નિશ્ચય અચળપણે થયેલો હતો

તે કુટુબ જ્યારે તત્ત્વની ચર્ચા કરવાને બેસતુ, તે વખતે શ કાશીલ નયચદ્ર અનેક પ્રકારની શ કાઓ કરતો અને તે દોષને લઈને તે ધર્મ તત્ત્વના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરી શકતો નહોતો શ કા વગરની તેની સ્ત્રી સુબોધા ઘણીવાર વિનય અને પ્રાર્થના સાથે પોતાના શ કાશીલ પતિને સમજાવતી તોપણુ નયચદ્ર પોતાના આગ્રહને વશ થઈ તે વાત માન્ય કરતો નહોતો

એક વખતે ચૈત્ર માસની પૂર્ણિમાના પર્વને વિષે નયચદ્ર પોતાના કુટુબને લઈને સિદ્ધગિરિની યાત્રા કરવાને ગયો, તે શ કાશીલ હતો, તથાપિ આર્હતધર્મના પરપરાના સસ્કારોને લઈને તેણે શુદ્ધ હ્રદયથી યાત્રા કરવા માડી હ્રદયમા શ કા આવતી છતા પૂર્વના સસ્કાર બળે આસ્તાના અ કુરોને પ્રગટાવતો નયચદ્ર તે મહાપર્વણીને દિવસે સિદ્ધગિરિના શિખર ઉપર આરૂઢ થયો ત્યા જઈ તેણે સ્નાન કરી આદિનાથ પ્રભુની પૂજા કરવાની પ્રવૃત્તિ કરવા માડી તેની શુદ્ધ શ્રાવિકા સુબોધા અને પુત્ર જિજ્ઞાસુ પણ તેની સાથે સ્નાનાદિ કરી પૂજા કરવાને તત્પર થયા સર્વ કુટુબ પ્રભુની પૂજા ભક્તિમા તલ્લીન થયુ, અને તેમણે વિવિધ ભાવનાથી પ્રભુની પૂજા ભક્તિ કરી

આ વખતે નયચદ્રે ત્રિભુવન નાયક આદીશ્વર પ્રભુની આ પ્રમાણે સ્તુતિ કરી—“ હે દયાનિધિ, હે સુરાસુરપૂજ્ય, હે મહોપકારી પ્રભુ, આ શ કિત શ્રાવકને શરણુ આપો, આપનો પ્રરૂપેલો સ્યાદ્વાદ સિદ્ધાત મારા શ કિત હ્રદયમા આરૂઢ થતો નથી, મને તે ઉપર પૂર્ણ શ્રદ્ધા છે, છતા મારૂ શુદ્ધ હ્રદય તે વિષે શ કા કર્યા કરે છે હે નાથ, આપ કરૂણાના સાગર છો, આપના તે સિદ્ધાતનુ સ્વરૂપ મને પ્રત્યક્ષ દર્શાવો, અને મારા હ્રદયમા ઉત્પન્ન થતુ શ કા જાળ દૂર કરો ’

આ પ્રમાણે સ્તુતિ કરી નયચદ્ર પોતાના કુટુબ સાથે સિદ્ધગિરિની નીચે ઉતર્યો, જ્યા તે તળેટીના પવિત્ર ભાગમા આવ્યો, ત્યા જાણે પ્રભુને કરની તેની સ્તુતિ સફળ થઇ હોય, તેવા એક સમર્થ તત્ત્વવેત્તા, અને શુદ્ધ ચારિત્રધારી ચમત્કારી મુનિ તળેટીપર વિશ્રાત થયેલા તેના જોવામા આવ્યા તે મહાનુભાવ વિમલાચળની યાત્રાએ આવ્યા હતા તેમની સાથે બીજા બે તરૂણ મુનિઓ હતા, તેઓ તેમના શિષ્યો હતા, તે મહાત્મા મુનિવરને જોઇ નયચદ્ર પોતાના કુટુબ સાથે તેમની પાસે આવ્યો, કુટુંબ સહિત તે મહાનુભાવને તેણે વદના કરી. પવિત્ર મુનિવરે તેને ધર્મ લાભની આશીષ આપી

પવિત્ર મુનિ નયચદ્રને જાણે ઓળખતા હોય, તેમ આનદપૂર્વક બોલ્યા—"ભદ્ર, ચૈત્ર માસની પૂર્ણિમાની પવિત્ર યાત્રા કરવાને તમને કુટુબ સહિત આવેલા જોઇ હુ ઘણો ખુશી થયો છુ આ પવિત્ર પર્વનો દિવસ સિદ્ધગિરિની યાત્રામા પ્રસાર કરવો જોઇએ

નયચદ્રની આવી સ્થિતિ જોઇ દયાળુ મુનિ પ્રસન્ન થઇને બોલ્યા—"ભદ્ર, આશ્ચર્યથી હૃદયને મોહ પમાડશો નહી,અને તમારા શકાશીળ હૃદયને નવાનવા તર્કના જાળમા ફસાવશો નહી હુ આનદસૂરિ નામે જૈનમુનિ છુ, કોઇ મારા શિષ્યે મને જણાવ્યુ હતુ કે, નયચદ્ર શ્રાવક આર્હતધર્મનો ઉપાસક અને વિદ્વાન્ છે, છતા તે સર્વદા શકાશીલ છે, તેની શકા કોઈનાથી દૂર થઈ શકતી નથી તેની સ્ત્રી સુબોધા સદગુણી શ્રાવિકા છે,અને તેનો જિજ્ઞાસુ નામે પુત્ર ખરેખરો ધર્મનો જિજ્ઞાસુ છે આવા ઉત્તમ કુટુંબમા વસનારા ભદ્રિક આત્માનું હૃદય શકાઓના સમૂહથી આવૃત રહ્યા કરેછે, તેની શકાઓને કોઇ પણ વિનષ્ટ કરી શકતું નથી એ ખબર સાભળી મારા મનમા વિચાર થયો કે, નયચદ્રને ઉપદેશ આપી નિઃશક કરવો, કે જેથી આ શરીરવડે કાઇપણ ઉપકારનુ કાર્ય થયેલુ ગણાય આવો વિચાર કરતા જ્ઞાનના બળથી મારા જાણવામા આવ્યુ કે, "નયચદ્ર પોતાના કુટુબ સાથે હાલ સિદ્ધગિરિની યાત્રાએ ગયેલ છે, આ જાણી તેમજ અમારે પણ સિદ્ધગિરિની યાત્રા કરવા ભાવ હતો, જે

થી અમો પણ વિહાર કરી આસ્થળે આવ્યા છીયે જ્ઞાનના બળથી મે તમોને કુટુબ સહિત ઓળખી લીધા છે જ્ઞાન અને જ્ઞાની મહારા જના પસાયથી તમારી શ કાઓ દૂર કરવાની મારી ઈચ્છા છે ”

મુનિવરના આવાવચન સાભળી નયચદ્ર અત્યત ખુશી થઇ ગયો પ્રબોધા અને જિજ્ઞાસુ પણ હૃદયમા અતિ આન દ પામી ગયા સર્વેએ તે મહાનુભાવને વ દના કરી નયચદ્ર વિનયથી બોલ્યો—“ ભગવન્, આપ મહોપકારીના દર્શનથી હુ સહકુટુબ કૃતાર્થ થયો છું આપ આનદસૂરિજી ખરેખર આન દદાયક થયા છો આપની પવિત્ર વાણીએ મારા આત્માને પૂર્ણ આરામ આપવાથી આપ સત્ય રીતે આત્મારામ રૂપ છો આપ ભારતવર્ષના જૈનમુનિઓમા વિખ્યાતિ પામેલા જૈનાચાર્ય છો મે અનેકવાર આપનું પવિત્ર નામ પ્રશસા સાથે સાભળ્યુ છે આપની વાણીએ ભારતવર્ષ ની જૈનપ્રજાનો ભારે ઉપકાર કર્યો છે મારા જેવા એક લઘુ શ્રાવકને માટે વિહાર કરી ઉપદેશ આપવા આ તરફ પધાર્યા, એ આપની મહોપકારવૃત્તિને ધન્યવાદ ઘટે છે, આપના જેવા શુદ્ધ ચારિત્રધારી અને પરોપકારી જૈનમહાત્માઓ જ્યાસુધી ભારતક્ષેત્ર ઉપર વિચરે છે, ત્યા સુધી વીરશાસન વિજ્યવ ત છે મહાનુભાવ,હવે કૃપા કરી મારી શ કાઓને દૂર કરો, અને શ્રદ્ધારૂપી દઢશિલા ઉપર અથડ તા મારા શ કિત હૃદયને તે પર સ્થિર કરો ”

નયચ દ્રના આવા ઉચિત વચનો સાભળી આન દસૂરિ અતિ આન દ પામીને બોલ્યા—“ભદ્ર, દરેક ક્ષેત્રોમા વિચરી ઉપદેશ આપવો—એ અમારૂ કર્ત્તવ્ય છે અને ચરિત્રનો ઉપયોગ પણ તેમાજ ચરિતાર્થ છે શ્રાવકજી, જો ક્ષેત્ર સ્પર્શના હશે તો અમારે અહિં સાત યાત્રાઓ કરવી છે શરીરની સ્થિતિ નિર્બળ હોવાથી હમેશા એક એક યાત્રા થઇ શકશે તે યાત્રા પૂર્ણ કરી આવ્યા પછી, આજ સ્થાને તમને અને તમારા કુટુબને ઉપદેશ આપવામા આવશે તમે ઉપયોગ રાખી તેજ વખતે યાત્રા પૂર્ણ કરી પરવારજો ”

સૂરિવરના આવા વચન સાભળી નયચદ્રનુ હૃદય હર્ષથી ઉલ

રાઈ ગયું ગુરૂભક્તિના પ્રભાવથી શરીર રોમાંચિત થઈ ગયુ અને નેત્રો હર્ષાશ્રુથી ભરાઈ ગયા ક્ષણવાર પછી તે વિનય વચને બોલ્યો—"ભગવન્, આપે મારા ઉપર બહુ કૃપા કરી છે, પણ મારા હૃદયમાંથી શંકાઓ દૂર થશે કે નહીં, એ મને સંદેહ છે મે ઘણા શાસ્ત્રો વાચ્યા છે અને ઘણા જૈન વિદ્વાનોની સાથે મારે ચર્ચા થઈ છે, પરંતુ હું અદ્યાપિ કોઈ રીતે નિઃશંક થયો નથી આર્હતતત્ત્વના સ્વરૂપ અને લક્ષણમા મને અનેક શંકાઓ રહ્યા કરે છે જો હું આપનાથી શંકા રહિત થઇશ, તો આપનો સમાગમ અને મારૂ જીવન કૃતાર્થ થયા વિના રહેશે નહીં.

નયચંદ્રના આ વચનો સાભળી આનંદસૂરિ મંદ મંદ હાસ્ય કરતા બોલ્યા—" ભદ્ર, તમારા હૃદયની શંકા દૂર થવાનો જે સત્ય ઉપાય છે, તે તમારા જાણવામા કે સાભળવામા આવ્યો નથી, એમ લાગે છે જ્યાસુધી એ ઉપાય ગ્રહણ કરવામા ન આવે, ત્યાસુધી જૈન ધર્મના સિદ્ધાંતનુ સ્વરૂપ સમજવામા આવતુ નથી અને તમારે માટે પણ તેમજ બન્યુ છે "

નયચંદ્રે નિર્મળ હૃદયે જણાવ્યુ—ભગવન્, એ કયો ઉપાય છે? તે કૃપા કરી જણાવો સૂરિવર બોલ્યા—શ્રાવક, જૈન સિદ્ધાંત અને જૈનમત સમજવાને માટે પ્રથમ *છ દ્રવ્યનુ સ્વરૂપ અને સાત નય જાણવા જોઈએ જ્યાસુધી સાત નયનુ સ્વરૂપ સમજવામા આવે નહીં, ત્યાસુધી તત્ત્વનુ સ્વરૂપ સમજવામા આવતુ નથી છ દ્રવ્ય, જીવ, અજીવ વિગેરે સર્વ પદાર્થો અને તેની ઘટના નયની રીતિથીજ સમજાય છે તેથી તમારે પ્રથમ યથાર્થ રીતે નયનુ સ્વરૂપ જાણવું જોઇશે, જેથી તમારા હૃદયની શંકાઓ તત્કાળ દૂર થઈ જશે

નયચંદ્ર નમ્રતાથી બોલ્યો—" ભગવન્, આપનુ કહેવુ યથાર્થ છે સાત નયનુ સ્વરૂપ મારા સમજવામા આવ્યુ નથી હવે આપ કૃપા કરી મને તે વિષે સમજાવો "

* ૧ ધર્માસ્તિકાય ૨ અધર્માસ્તિકાય ૩ આકાશાસ્તિકાય ૪ પુદ્ગલાસ્તિકાય ૫ કાલ, ૬ જીવાસ્તિકાય—એ છ દ્રવ્ય કહેવાય છે

આ વખતે શ્રાવિકા સુબોધા અને પુન જિજ્ઞાસુ વિનયપૂર્વક બોલ્યા—" ભગવન્, આપ નિષ્કારણ દયાનિધિ અમારી ઉપર કૃપા કરી એ સાત નયના સ્વરૂપનો ઉપદેશ આપો એ ગહન વિષય અમાથી સમજી શકાતો નથી જેવી રીતે અમે અજ્ઞ અને અલ્પમતિ સમજી શકીએ તેવી રીતે સમજાવશો તો અમારી ઉપર આપનો મહાન્ ઉપકાર થશે

આનંદસૂરિ ગંભીર સ્વરથી બોલ્યા—હે ભવ્ય આત્માઓ, હું તમને તે સાત નયનુ સ્વરૂપ યથાર્થ રીતે સમજાવીશ અને તે વિષય અમોએ ધારેલી સાત યાત્રામા સંપૂર્ણ કરવામા આવશે હમેશા યાત્રા પૂર્ણ કરી આ તળેટીના પવિત્ર સ્થળ ઉપર આવવાની ઇચ્છા રાખજો

આ પ્રમાણે કહી તે મહાનુભાવ સૂરિવરે ઉપદેશનો આરંભ કર્યા પેહેલા નીચે પ્રમાણે પ્રભુસ્તુતિરૂપ મંગલાચરણ કર્યુ—

प्रणम्य परमब्रह्मशुद्धानंदरसास्पदम् ।
वीरं सिद्धार्थराजेंद्रनंदनं लोकनंदनम् ॥ १ ॥

પરમ બ્રહ્મના શુદ્ધ આનંદ રસના સ્થાનરૂપ અને લોકોને આનંદ આપનાર સિદ્ધાર્થ રાજાના પુત્ર શ્રી વીરપરમાત્માને પ્રણામ કરીને

नयस्वरूपं वक्ष्येऽहं वस्तुयाथार्थ्यबोधकम् ।
यद्ज्ञानेन प्रबुद्धात्मा निःशंको जायते नरः ॥ २ ॥

વસ્તુના યથાર્થ બોધને આપનારા સાત નયનુ સ્વરૂપ હુ કહીશ, જેના જ્ઞાનથી પ્રતિબોધ પામેલો પુરૂષ નિઃશંક થાય છે ૨

આ પ્રમાણે મંગળાચરણ કર્યા પછી આનંદસૂરિ શ્રીવીરશાસનનો વિજય ઇચ્છી અને તેના વિજયથી પોતાને વિજયવંત માની એટલે પોતે વિજયાનંદસૂરિ યથાર્થ બની શાંતસ્વરથી આ પ્રમાણે

બોલ્યા—હે ભવ્ય આત્મા નયચદ્ર, પ્રથમ તમારે આત્માને માટે થોડુ જાણવુ જોઈશે આપણા સર્વજ્ઞ પરમાત્માએ આત્માને ત્રણ પ્રકારે જણાવ્યો છે બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા જે જીવ મિથ્યાત્વના ઉદયથી શરીર, સ્ત્રી, ધન, પુત્ર, પુત્રી વગેરે પરિવારમા તથા પોતાના ગૃહવૈભવ, નગર, દેશ, મિત્ર વગેરે ઇષ્ટ વસ્તુઓમા રાગ બુદ્ધિ અને શત્રુ વગેરે અનિષ્ટ વસ્તુઓમા દ્વેષબુદ્ધિ ધારણ કરે છે, તે બહિરાત્મા કહેવાય છે તેને વિદ્વાનો ભવાભિનદી પણ કહે છે કારણ કે, તે જીવ બાહ્ય વસ્તુને તત્ત્વ સમજે છે અને ભોગવિલાસમા આનદ માને છે બાહેરની વસ્તુઓ ઉપર પોતાના જીવનનો ઉપયોગ કરનારા જીવ બહિરાત્મા કહેવાય છે જે જીવ ચોથાથી તે બારમે ગુણ સ્થાને રહી અતર્દૃષ્ટિ વાળો હોય, તે અતરાત્મા કહેવાય છે તેવા જીવને તત્ત્વ ઉપર શ્રદ્ધા હોય છે તે કર્મના બધના હેતુઓને સારી રીતે જાણે છે તે લાભ તથા હાનિને સમાન રીતે જાણે છે સુખદુ ખ મા સરખી રીતે વર્ત્તે છે હર્ષ તથા શોક ધારણ કરતા નથી અને સદા પરમાત્માના સ્વરૂપનુ ધ્યાન કરે છે

આ વખતે નયચદ્ર શકા લાવી બોલ્યો—" મહારાજ, આ શકાશીલ શ્રાવકના મનમા એક શકા ઉત્પન્ન થઈ છે, જો આજ્ઞા હોય તો તે શકા દૂર કરવાને પ્રશ્ન કરૂ?

સૂરિવરે પ્રસન્નતાથી કહ્યુ, "ભદ્ર, જે શકા હોય તેને માટે ખુશીથી પ્રશ્ન કરો

નયચદ્ર—ભગવન્, આપે કહ્યુ, કે અતરાત્મા જીવ કર્મના બધના હેતુઓને જાણે છે તો તે કર્મના બધના હેતુ કયા ? તે સમજાવો

આનદસૂરિ—ભદ્ર, આ સસારમા જીવને મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ—એ પાચ કર્મ બધના હેતુ ગણાય છે, કારણકે તેને લઈનેજ કર્મના બધ થાય છે

નયચદ્રે હર્ષ પૂર્વક કહ્યુ, " મહારાજ, હવે મારી તે શકા દૂર થઈ, પરતુ એક બીજી શકા ઉભી થઈ છે તમે કહ્યુ કે, અતરાત્મા

જીવ લાભ તથા હાનિને સમાન રીતે જાણેછે,સુખદુ ખમા સમાન રીતે વર્તે છે હર્ષ તથા શોક ધારણ કરતા નથી, તે કેવી રીતે સભવે ?તે કૃપા કરી સમજાવો

સૂરિવર શાત સ્વરથી બોલ્યા—" ભદ્ર, અ તરાત્મા જીવની મ નોવૃત્તિ સારી હોય છે, તે ઉત્તમ મનોવૃત્તિને લઈ સમજે છે કે, જ્યારે કર્મ ઉદય આવે ત્યારે જીવ પોતેજ પોતાની મેળે ભોગવે છે, તેને કોઇ પણ બીજુ સહાય કરી શકતુ નથી જ્યારે તેને કાઈ પણ દ્રવ્યની હાનિ—નુકશાની થાય છે, ત્યારે તે અ તરાત્મા જીવ પોતાના મનમા એવો વિચાર કરે છે કે, 'જે દ્રવ્યાદિ વસ્તુ નષ્ટ થઇ છે, તે પર-વસ્તુ છે, તેની સાથે મારે કાઈ પણ સ બ ધ નથી, મારો સ બ ધ તો આત્મ પ્રદેશમા અવિષ્વગ્ ભાવ સ બ ધે કરી સમવેત છે તે સ બ ધ જ્ઞાનલક્ષણવાળો છે તે મારો સ બ ધ કદીપણ નષ્ટ થવાનો નથી ' આ પ્રમાણે વિચાર કરનાર અ તરાત્માને દ્રવ્યાદિકની હાનિ થવાથી કાઇ પણ શોક થતો નથી કદિ કોઇ દ્રવ્યાદિકનો લાભ પ્રાપ્ત થાય તો તે સુ જ્ઞ જીવ પોતાના હૃદયમા વિચારે છે કે, ' આ પાદ્ગલિક વસ્તુની સા થે મારો સ બ ધ થયો, તેથી મારે તે ઉપર ખુશી થવાનુ શુ છે ? ' આ પ્રમાણે મનન કરનારો મહાત્મા તેથી તે ઉપર રાગ ધારણ કરતો નથી

**નયચ દ્ર**—" ભગવન, આપના કહેવાથી મારી શ કા દૂર થઈ ઇ છે બહિરાત્મા અને અ તરાત્માનુ સ્વરૂપ મારા સમજવામા ય થાથ રીતે આવ્યુ છે કેમ શ્રાવિકા, તમે પણ સમજ્યા કે ?"

સુબોધા વિનીત વચને બોલી—" સ્વામિનાથ, સૂરિવરની આ વી સરલ વાણી સાભળી કોણ ન સમજે, તેમા વળી તમારી જેમ હુ શ કાશીલ નથી, એટલે મને સમજવામા વધારે સુગમતા પડે છે "

આન દસૂરિ આન દપૂર્વક બોલ્યા–નયચ દ્ર, હવે હુ તમારી પાસે પર માત્માનુ સ્વરૂપ સ ક્ષેપમા કહુ છુ, તે તમે ધ્યાન પૂર્વક સાભળો

પોતાના શુદ્ધ સ્વભાવને પ્રતિબ ધ કરનારા કર્મરૂપી શત્રુઓને

હણી અને નિરૂપમય કેવળજ્ઞાનાદિ સંપત્તિ પ્રાપ્ત કરી જે જગતના સર્વ પદાર્થોને કરામલકવત્ જાણે છે અને અવલોકે છે, અને પોતે પરમાનંદના સંદોહથી સંપન્ન રહે છે, તે તેર તથા ચૌદમા ગુણ સ્થાને રહેનારો જીવ પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહેવાથી સિદ્ધાત્મા અથવા પરમાત્મા કહેવાય છે

ભદ્ર નયચંદ્ર, આ ત્રણ પ્રકારના આત્માને વિષે જે પહેલો બહિરાત્મા કહ્યો, તે ભવાભિનંદી હોવાથી અધમ ગણાય છે તેથી તેને ઉચ્ચસ્થિતિ મેળવવાને માટે અંતરાત્મા થવાની જરૂર છે તે અંતરાત્માની પદવી પ્રાપ્ત કરવાને તેણે તત્ત્વજ્ઞાન મેળવવું જોઈએ જૈન ધર્મમાં જીવ અજીવ વગેરે નવ તત્ત્વો અને દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વો કહેલા છે તે શિવાય બીજા છ દ્રવ્ય તત્ત્વો કહેવાય છે એ તત્ત્વોનું જ્ઞાન તમે મેળવ્યું હશે

**નયચંદ્ર**—ગુરૂમહારાજ, જીવ, અજીવ વિગેરે નવ તત્ત્વો અને દેવ, ગુરૂ અને ધર્મ—એ ત્રણ તત્ત્વો મારા જાણવામાં છે, પણ આપે જે છ દ્રવ્યતત્ત્વ કહ્યા, તે કયા? તે મારા જાણવામાં આવ્યા નથી

**આનંદસુરી**—ભદ્ર, એ છ દ્રવ્યતત્ત્વોના નામ તમે જાણોછો કે નહિ?

**નયચંદ્ર**—ના, મહારાજ, એ મારા જાણવામાં નથી

આ વખતે જિજ્ઞાસુ બોલ્યો—પિતાજી, તમે કેમ ભુલી ગયા? એ છ દ્રવ્યતત્ત્વના નામ તમે જાણો છો અને તે નામ હું તમારી પાસેથી શીખ્યો પણ છું

**નયચંદ્ર**—બેટા, હું ભુલી ગયો છું, કહે, તે છ દ્રવ્યતત્ત્વના નામ શું છે?

**જિજ્ઞાસુ**—૧ જીવાસ્તિકાય ૨ ધર્માસ્તિકાય, ૩ અધર્માસ્તિકાય, ૪ આકાશાસ્તિકાય, ૫ પુદ્ગલાસ્તિકાય અને ૬ કાલ,—એ છ દ્રવ્યતત્ત્વોના નામ છે

**નયચંદ્ર**—(હસીને) બેટા, હા, એ નામતો હું જાણું છું, પ

રતુ તે છ દ્રવ્યતત્ત્વો કહેવાય છે, એ વાત મારા જાણવામા ન હતી વત્સ, તુ એ ક્યાથી શીખ્યો?

જિજ્ઞાસુ—પિતાજી,મે મુનિરાજના વ્યાખ્યાનમા સાભળેલુ તેમજ જૈનગ્રથોમા પણ તે વિષે મારી રીતે વાચ્યુ હતુ

**નયચદ્ર**—વત્સ, તને ધન્યવાદ છે, તારી સ્મરણ શક્તિ જોઈ મારૂ હૃદય સતુષ્ટ થાય છે તે સાથે મને મારે માટે ખેદ થાય છે કે, તે છ દ્રવ્યતત્ત્વ વિષે મે ઘણીવાર વાચ્યુ હશે, અને તે વિષે ચર્ચા પણ કરી હશે, તથાપિ શકાઓના જાલમા હુ તે ભુલી ગયો છુ આ પૂજ્ય સૂરિવર મારી શકાઓને દૂર કરશે, ત્યારે મારૂ હૃદય નિર્મળ થશે

**આનદસૂરિ** પ્રસન્નતાથી બોલ્યા—ભદ્ર, કોઇ જાતની ચિતા રાખશો નહીં તમે સારી રીતે નિ શક થઇ શકશો, તમે છ દ્રવ્યતત્ત્વ વિષે બરાબર સમજ્યા નથી, હવે તે વિષે ધ્યાન દઈને સાભળો

જૈનશાસ્ત્રમા ૧ જીવાસ્તિકાય, ૨ ધર્માસ્તિકાય, ૩ અધર્માસ્તિકાય, ૪આકાશાસ્તિકાય, ૫ પુદ્ગલાસ્તિકાય અને ૬ કાલ—એ છદ્રવ્યતત્ત્વ કહેવાય છે તેમા પ્રથમ દ્રવ્ય એટલે શુ ? એ સમજવાનુ છે જો દ્રવ્યનુ યથાર્થ સ્વરૂપ સમજવામા આવશે, તો પછી એ છ દ્રવ્ય તત્ત્વો સ્હેલાઈથી સમજી શકાશે

પ્રથમ તો દ્રવ્યનુ લક્ષણ શુ? અને દ્રવ્ય કોને કહેવાય? એ વાત જાણવી જોઇએ, એ સમજવાથી દ્રવ્યગુણ પર્યાય સારી રીતે જાણવામા આવશે, એટલે તમારા હૃદયમાથી શકાઓનો મોટો ભાગ દૂર થઇ જશે

ભદ્ર નયચદ્ર, આ જગતમા દ્રવ્યનુ લક્ષણ 'સત્' કહેવાય છે જે સત્ છે, તે દ્રવ્ય છે, તેને માટે આગમમા દર્શાવ્યુ છે "सद्द्रव्य लक्षणम्"

જિજ્ઞાસુ વિનયથી બોલ્યો—ભગવન્, આપ કૃપા કરી સત્

નો અર્થ સમજાવો, એટલે દ્રવ્યનુ લક્ષણ અમારાથી સમજી શકાશે

સૂરિવર બોલ્યા—વત્સ, તમારૂ કહેવુ યથાર્થ છે, તમે સત્ નુ સ્વરૂપ સાભળો પોતાના ગુણ પર્યાયમા વ્યાપે છે, તે સત્ કહેવાય છે, વિદ્વાનો સત્ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરેછે "सीदति स्वकीयान् गुणपर्यायान् व्याप्नोतीति सत् ।" પોતાના ગુણ પર્યાયમા વ્યાપે તે સત્ કહેવાય છે આ વખતે સુબોધા બોલી—ભગવન્, આપે જે સત્ શબ્દનો અર્થ અને તેનુ લક્ષણ કહ્યુ તે યથાર્થ છે મને કોઇએ વળી બીજી રીતે સમજાવ્યુ હતુ

સૂરિવર—ભદ્રે, તને કેવી રીતે સમજાવ્યુ હતુ ? તે કહે જોઇએ

સુબોધા—ભગવન્ કોઇએ મને એમ પણ કહ્યુ હતુ કે " उत्पादव्ययध्रौव्ययुक्तं सत् । ઉત્પત્તિ, વિનાશ સ્થિરતા એ ત્રણથી જે યુક્ત હોય તે સત્ કહેવાય છે અર્થાત્ જે વસ્તુ ઉત્પન્ન થાય, સ્થિર થાય અને નષ્ટ થાય તે સત્ કહેવાય છે એવુ જે સત તે દ્રવ્ય નુ લક્ષણ છે

જિજ્ઞાસુ—ભગવન્, મે વલી સત્નુ લક્ષણ જુદી જાતનુ સાભળ્યુ, છે " अर्थक्रियाकारि सत् " જે અર્થ ક્રિયા કરી શકે તે સત્ કહેવાય છે

સુબોધા અને જિજ્ઞાસુના આ વચનો સાભળી સૂરિવર બોલ્યા શ્રાવિકા સુબોધા અને શ્રાવક પુ ! જિજ્ઞાસુએ સત્ ના લક્ષણો કહ્યા છે તે યથાર્થ અને ગપ્રમાણ છે વત્સ જિજ્ઞાસુએ જે અર્થ ક્રિયાકારી સત્નુ લક્ષણ કહ્યુ તેને માટે શાસ્ત્રકાર લખે છે—

" यदेवार्थक्रियाकारि तदेव परमार्थसत् ।
यच्चनार्थक्रियाकारि तदेव परतोऽप्यसत् " ॥ १ ॥

"જે અર્થ ક્રિયા કરનાર છે તે પરમાર્થે સત્ છે, અને જે અર્થ ક્રિયા કરનાર નથી તે પરમાર્થે પણ અસત્ છે " ૧

"ભદ્ર નયચદ્ર, એવા મત પદાર્થને શાસ્ત્રકારો દ્રવ્ય કહે છે,

નયચંદ્રે પ્રશ્ન કર્યો—મહારાજ, મત્ શબ્દનો અર્થ સમજવામા આવ્યો પણ તે મતના અર્થને દર્શાવનાર દ્રવ્ય શબ્દ મારા સમજવામા આવતો નથી તો કૃપા કરી તે દ્રવ્ય શબ્દનો અર્થ સમજાવો

આનદસૂરિ આનદ પામી બોલ્યા,—ભદ્ર, જે પોતપોતાના પ્રદેશના સમૂહવડે અખડ વૃત્તિથી સ્વભાવ તથા વિભાવના પર્યાયને દ્રવે એટલે પ્રાપ્ત થાય છે, પ્રાપ્ત થશે અને પ્રાપ્ત થયેલ છે, તે દ્રવ્ય કહેવાય છે, તેને માટે તેવાજ અર્થને બતાવનારી દ્રવ્ય શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે—

" निजनिजप्रदेशसमूहैरखमद्वत्या स्वभावविभावपर्यायान् द्रवति द्रोष्यति अदुद्रवत् इति द्रव्य "

વળી તેનુ લક્ષણ એવુ પણ છે કે, "गुणपर्यायवत् द्रव्यम् " જે ગુણ પર્યાયવાળુ હોય, તે દ્રવ્ય કહેવાય છે જે વસ્તુ ત્રણ ત્રણ પર્યાય પ્રાપ્ત કરે અથવા છોડે અથવા પોતાના પર્યાયવડે પ્રાપ્ત થાય અથવા મુક્ત થાય તે, દ્રવ્ય કહેવાય છે દ્રવ્ય શબ્દમા દ્રુ શબ્દ મૂળ છે દ્રુ એટલે સત્તા તેના અવયવ અથવા વિકાર તે દ્રવ્ય કહેવાય છે, એટલે મહાસત્તાની અવાતર સત્તારૂપ વસ્તુ તે દ્રવ્ય કહેવાય છે તે દ્રવ્યમા રૂપ, રસાદિ ગુણ એ ગણુનો સમૂહ હોય છે તેમજ તે દ્રવ્ય ભૂતકાળના પર્યાયથી અને ભવિષ્યકાળના પર્યાયથી પણ હોઈ શકે છે રાજાનો કુમાર ભવિષ્યના રાજ્ય પર્યાયથી ભાવી પર્યાયવડે દ્રવ્ય રૂપ છે ઘીનો ઘડો અદર ઘી ન હોય તો ભૂતકાળના પર્યાયથી અનુભૂત ઘીના આધાર પર્યાયે દ્રવ્ય કહેવાય છે

સૂરિવરના આ શબ્દો સાભળી શકાશીલ નયચદ્ર શકા લાવીને બોલ્યો—ભગવન્, આપના કહેવાથી દ્રવ્યનુ સ્વરૂપ મારા સમજવામા આવ્યુ છે, પણ આ શકાશીલ શ્રાવકના મનમા એક શકા ઉત્પન્ન થઇ છે, જો આજ્ઞા હોયતો પ્રગટ કરૂ,

सूरिजी—भद्र, खुशी थी कहो तमारी शंकाओने दूर करवा माटेज अमो बद्धपरिकर थया छीए

नयचंद्र नम्रताथी बोल्यो—भगवन् आपे द्रव्य शब्दनी व्युत्पत्तिमा जणाव्युं के, जे पोताना प्रदेशना समूहथी अखंड वृत्तिवडे स्वभाव तथा विभावना पर्यायने प्राप्त थाय, ते द्रव्य कहेवाय तो तेना स्वभाव तथा विभावना पर्याय कया कहेवाय? ने मने नमजावशो स्वभाव कोने कहेवाय अने विभाव कोने कहेवाय? ते पण कहेशो

सूरिवर मधुर वचने बोल्या—भद्र, तमारु प्रश्न यथार्थ छे ते मां स्वभाव अने विभावनु स्वरूप जाणवानी जरूर छे ते जाण्या शिवाय द्रव्यनु यथार्थ स्वरूप समजातु नथी ते हवे ध्यान पूर्वक सांभळो—

द्रव्यने माटे पर्यायने लईने बे प्रकार दर्शाव्या छे एक अगुरुलघु द्रव्य अने बीजु गुरुलघु द्रव्य—तेमा जे स्थिर होय, ते अगुरु लघु कहेवाय छे, तेना दाखला तरीके सिद्धक्षेत्र छे सिद्धक्षेत्र कदि पण चलायमान थतु नथी, तेथी ते अगुरुलघु कहेवाय छे, जे वस्तु तिरछी गति करनार के चलित होय ते गुरुलघु कहेवाय छे तेना दाखला तरीके पवन छे हवे ते अगुरुलघु द्रव्यनो जे विकार ते स्वभाव पर्याय, अने ते स्वभाव पर्यायथी जे उलटो ते विभाव पर्याय कहेवाय छे

आ वखते जिज्ञासुए विनयथी पुछ्यु, भगवन्, स्वभाव अने विभावनु स्वरूप तो समजाई गयु, पण पर्यायने माटे स्पष्ट रीते समजावो

सूरिवरे कह्युं—गुणना जे विकार ते पर्याय कहेवाय छे तेना बार प्रकार छे १ अनंतभाग वृद्धि २ असंख्यात भागवृद्धि, ३ संख्यात भागवृद्धि, ४ अनंत गुण वृद्धि, ५ असंख्यात गुणवृद्धि, ६ संख्यात गुणवृद्धि ७ अनंत भागहानि ८ असंख्यात भागहानि, ९ संख्यात भागहानि, १० अनंतगुणहानि, ११ असंख्यात गुणहानि अने १२ संख्यात गुणहानि नरनारक वगेरे चार गति

અથવા ચોરાશી લાખ યોનિ—એ પણ વિભાવ પર્યાય કહેવાય છે આ વખતે સુબોધાએ પોતાના પુત્ર જિજ્ઞાસુને પુછયુ, વત્સ, આ પર્યાય ના બાર પ્રકાર તારા જાણવામા આવ્યા, પણ તેની અદર ગુણ એટલે શુ એ તારા સમજવામા આવ્યુ છે કે નહી?

જિજ્ઞાસુ માતાને નમન કરીને બોલ્યો—માતુશ્રી, તમેજ મને ગુણ વિષે એકવાર સમજાવ્યુ છે, તેથી તે વાત મારા સ્મરણમા છે

**નયચદ્રે** કહ્યુ, બેટા, ગુણ વિષે તુ શુ જાણે છે? તે કહી બતાવ, જો તુ યથાર્થ જાણતો હોઇશ, તો આ સૂરિવર તને અભિનદન આપશે.

જિજ્ઞાસુ નિ શક થઇને બોલ્યો—પિતાજી, તે વિષે હુ બરાબર સમજ્યો નથી, પણ દ્રવ્યના જે સામાન્ય ગુણ છે, તેના નામ મને આવડે છે તે કહુ તે સાભળો—૧ અસ્તિત્વ, ૨ વસ્તુત્વ, ૩ દ્રવ્યત્વ, ૪ પ્રમેયત્વ, ૫ અગુરૂલઘુત્વ, ૬ પ્રદેશત્વ, ૭ ચેતનત્વ, ૮ અચેતનત્વ, ૯ મૂર્ત્તત્વ, અને ૧૦ અમૂર્ત્તત્વ—એ દશ દ્રવ્યના સામાન્ય ગુણ કહેવાય છે

સૂરિવર પ્રસન્ન થઇને બોલ્યા—ભદ્ર, જિજ્ઞાસુ, તે કહેલા તે નામ યથાર્થ છે, પણ તે દશેના અર્થ જાણે છે કે નહિ?

જિજ્ઞાસુ—ભગવન, તેના અર્થ તો હુ બરાબર જાણતો નથી

**નયચદ્ર**—ભગવન્, તેના અર્થ તો આપજ કહો જેથી અમારા કુટુબ ઉપર મહાન્ ઉપકાર થશે સૂરિવર બોલ્યા—હે ભદ્ર આત્માઓ, તે દ્રવ્યના દશ સામાન્ય ગુણોના અર્થ સમજવુ, તે તમે સાવધાન થઇને સાભળજો—જે દ્રવ્યનુ સતરૂપપણુ નિત્યત્વાદિ ઉત્તર સામાન્ય અને વિશેષ સ્વભાવનુ આધારભૂત છે, તે અસ્તિત્વ નામે પ્રથમ ગુણ છે દ્રવ્યનુ સામાન્ય અને વિશેષ રૂપપણુ, એ વસ્તુત્વ નામે બીજો ગુણ છે દ્રવ્યના સ્વરૂપમા જે 'સત્' લક્ષણ કહ્યુ, તે દ્રવ્યત્વ નામે ત્રીજો ગુણ છે પ્રમાણવડે જે માપી શકાય તે પ્રમેય નામે ચોથો ગુણ છે પ્રત્યેક સમયે દ્રવ્યમા છ ગુણની વૃદ્ધિ અને હાનિ જે થયા કરે

છે, તે અગુરૂલઘુત્વ નામે પાચમો ગુણ છે તે ગુણ સૂક્ષ્મ હોવાથી કહી શકાય તેવો નથી તે માત્ર આગમપ્રમાણથીજ ગ્રાહ્ય છે જે ક્ષેત્રપણે જેટલા અવિભાગી પરમાણુ પુદ્‌ગલો હોય તે પ્રદેશત્વ નામે દ્રવ્યનો છઠો ગુણ છે જેનાથી વસ્તુનો અનુભવ થાયને ચેતનત્વ નામે સાતમો ગુણ છે જે વસ્તુમા જ્ઞાન રહિત પણુ, તે અચેતનત્વ નામે આઠમો ગુણ છે જે વસ્તુમા રૂપ, રસ, ગધ, અને સ્પર્શ હોય તે મૂર્ત્તત્વ નામે નવમો ગુણ છે જે દ્રવ્યમા ઉપર કહેલ રૂપાદિ ન હોય, તે અમૂર્ત્તત્વ નામે દશમો ગુણ છે આ દશ ગુણો દ્રવ્યના સામાન્ય ગુણ કહેવાય છે અને તે ઉપરથી દ્રવ્યનુ સ્વરૂપ યથાર્થ રીતે સમજવામા આવે છે

નયચદ્ર ખુશી થઈને બોલ્યો—ગુરૂવર્ય, આપની વાણીરૂપીગગામા સ્નાન કરવાથી મારૂ હૃદય નિર્મળ થતુ જાય છે અને તેમાથી શકારૂપીમલ દૂર થતા જાય છે

સૂરિવર બોલ્યા—ભદ્ર, હવે તે વિષે કાઈ જાણવાની અપેક્ષા રહે છે?

નયચદ્ર—ના હવે તે વિષે કાઈ શકા નથી આ વખતે જિજ્ઞાસુ વિનયથી બોલ્યો—પિતાજી, જો અવિનય ન થાય તો એક વાત હુ જણાવુ

સૂરિવર—એમા અવિનય નહીં થાય જે કહેવાનુ હોય તે ખુશીથી કહે

જિજ્ઞાસુ—કૃપાળુ ગુરૂ મહારાજ, જેવી રીતે આપે દ્રવ્યના સામાન્ય ગુણો કહ્યા, તેવી રીતે તેના વિશેષ ગુણો પણ હોવા જોઇએ મારા પિતા એ વાત પુછવી ભુલી ગયા છે

નયચદ્ર—વત્સ, તને સાબાશી ઘટે છે એ વિષે મારી ભુલ થઈ છે કૃપાળુ ગુરૂ આપણને દ્રવ્યના વિશેષ ગુણો સમજાવશે.

સૂરિવર પ્રસન્નતાથી બોલ્યા—હે ભવ્ય આત્માઓ, દ્રવ્યના વિશેષ ગુણ સોળ છે તે તમે સાવધાન થઈને સાભળો—૧ જ્ઞાન,

૨ દર્શન, ૩ સુખ, ૪ વીર્ય, ૫ સ્પર્શ, ૬ રસ, ૭ ગંધ, ૮ વર્ણ, ૯ ગતિ હેતુત્વ, ૧૦ સ્થિતિહેતુત્વ, ૧૧ અવગાહનહેતુત્વ, ૧૨ વર્ત્તના હેતુત્વ, ૧૩ ચેતનત્વ, ૧૪ અચેતનત્વ, ૧૫ મૂર્ત્તત્વ અને ૧૬ અમૂર્ત્તત્વ એ સોળ દ્રવ્યના વિશેષ ગુણો કહેવાય છે તેઓમા જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, ચેતનત્વ અને અમર્ત્તત્વએ છ ગુણ જીવના છે સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, અચેતનત્વ અને મૂર્ત્તત્વ—એ છ ગુણ પુદ્ગલના. છે ગતિહેતુત્વ, અચેતનત્વ અને અમર્ત્તત્વ--એ ત્રણ ગુણ ધર્માસ્તિકાયના છે સ્થિતિ હેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ—એ ત્રણ ગુણ અધર્માસ્તિ કાયના છે અવગાહન હેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ—એ ત્રણ ગુણ આકાશાસ્તિ કાયના છે વર્ત્તનાહેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ એ ત્રણ ગુણ કાળના છે તે સોળ ગુણમા જે છેલ્લા ચાર ગુણ છે, તે સ્વજાતિની અપેક્ષાએ સામાન્ય ગુણ અને વિજાતિની અપેક્ષાએ વિશેષ ગુણ થાય છે

નયચંદ્ર હર્ષસહિત બોલ્યો—" મહાનુભાવ, સૂરિવર્ય, આપની વાણીથી મારા હૃદયમા પ્રકાશ પડતો જાય છે અને અંધકારરૂપ અંધકાર દૂર થતુ જાય છે ભગવન્, હવે સાતનયનુ સ્વરૂપ ક્યારે સમજાવશો ? મને તે જાણવાની ઘણી ઇચ્છા છે આપની અમૃતમય વાણી સાભળવાને હૃદય અતિ આતુર થયા કરે છે

સૂરિવર સાનંદવદને જણાવ્યુ, " શ્રાવકજી, તમે હજુ માત્ર, દ્રવ્ય અને તેના સામાન્ય અને વિશેષ ગુણ જાણ્યા છે, પણ હજુ એક બાબત જાણવાની છે, તે જાણ્યા પછી સાતનયનુ સ્વરૂપ સ્હેલાઇથી તમારા જાણવામા આવી શકશે

**નયચંદ્ર**—મહારાજ, તે કઇ બાબત જાણવાની બાકી છે ? તે કહો

**આનંદસૂરિ**—હવે કઈ બાબત જાણવી જોઇએ ? એ તમેજ કહો જોઈએ જો તમે એ બાબત માત્ર નામથીજ કહેશો, તો મને ઘણો સંતોષ થશે

**નયચંદ્ર**—ગુરૂવર્ય, એ બાબત મારા સ્મરણમા આવતી નથી,

આ વખતે સૂરિવરે સુબોધા શ્રાવિકાને અને જિજ્ઞાસુ પુત્રને કહ્યું, ભદ્ર, જો તમારા જાણવામા આવે તો તમે પણ કહેજો સુબોધા શાંત અને કોમળ સ્વરથી બોલી—ભગવન્, એ બાબત મારા જાણવામા આવી ગઇ છે, તેમ આ વત્સ જિજ્ઞાસુના જાણવામા પણ આવી ગઈ છે આ માન સ્વામી પણ એ બાબત જાણે છે, પણ તેમના શંકાશીલ સ્વભાવને લઈને તે વાત તેમની મનોવૃત્તિપર આરૂઢ થઈ નથી, એટલે તેમને યાદ આવવી મુશ્કલ છે

સૂરિવર—શ્રાવિકા, તમે સુબુદ્ધ છો, તેવી તે વાત જાણતા હશો, પણ આ બાળક જીજ્ઞાસુના મુખથી તે બાબત સાભળવાની મારી ઈચ્છા છે, તો જિજ્ઞાસુ તે બાબત જણાવે

ગુરૂ મહારાજના આ વચન સાભળી જિજ્ઞાસુ બોલ્યો—ભગવન્, પ્રથમ જીવાદિ દ્રવ્યોનો [1]સ્વભાવ જાણવો જોઇએ તે સામાન્ય અને વિશેષ સ્વભાવ—એમ બે પ્રકારે કહેલા છે તેના બધા નામ અને અર્થ મારા જાણવામા બરાબર આવ્યા નથી

સૂરિવર—ભદ્ર નયચદ્ર, તમારા પુત્ર આ જિજ્ઞાસુને પણ ધન્યવાદ ઘટે છે તેણે તમારા કુટુબમા રહી ઘણો સારો બોધ મેળવ્યો છે તે માન તમારા ધર્મપત્ની શ્રાવિકા સુબોધાને ઘટે છે

સુબોધા નમ્રતાથી બોલી—ભગવન્, તે માન મને ઘટતુ નથી, પણ તમારા આ શ્રાવકને ઘટે છે

સૂરિવર—શ્રાવિકા, એ વાત સત્ય છે, પણ હુ તો તમને વધારે ધન્યવાદ આપુ છુ પોતાના સતાનોને બાલ્યવયમાથી સુધારી કેળવી ચેલા કરવા, એ માતાનુ જ કર્ત્તવ્ય છે અને તમે એ કર્ત્તવ્ય યથાર્થ રીતે બજાવેલુ છે હવે જીવાદિ દ્રવ્યોના સ્વભાવ વિષે હુ તમને સમજાવુ, તે ધ્યાન દઈને સાભળો જીવાદિ દ્રવ્યના બધા મળીને એકવીશ સ્વભાવ છે તેમા અગીયાર સામાન્ય સ્વભાવ છે અને દશ વિશેષ સ્વભાવ છે પેહેલો અસ્તિસ્વભાવ, બીજો નાસ્તિસ્વભાવ, ત્રીજો નિત્યસ્વભાવ, ચોથો અનિત્યસ્વભાવ, પાચમો એકસ્વભાવ, છઠો અનેક સ્વભાવ

[1] સ્વભાવ ગુણ પર્યાયના અતર્ભૂત જાણવા જુદા નહી પરતુ વિશેષમા એટલુ કે ગુણગુણીમા રહે છે અને સ્વભાવ ગુણ ગુણી બન્નેમા રહે છે કારણકે ગુણ ગુણી પોતપોતાની પરિણતિને પરિણમે છે તેથી પરિણતિ જે છે તે સ્વભાવ છે

સાતમો ભેદ સ્વભાવ, આઠમો અભેદ સ્વભાવ, નવમો ભવ્ય સ્વભાવ, દસમો અભવ્ય સ્વભાવ અને અગીયારમો પરમ સ્વભાવ છે એ અગીયાર સામાન્ય સ્વભાવ કહેવાય છે બારમો ચેતન સ્વભાવ, તેરમો અચેતન સ્વભાવ, ચૌદમો મૂર્ત્ત સ્વભાવ, પનરમો અમૂર્ત્ત સ્વભાવ, સોળમો એક પ્રદેશ સ્વભાવ, સત્તરમો અનેક પ્રદેશ સ્વભાવ, અઢારમો વિભાવ સ્વભાવ, ઓગણીશમો શુદ્ધ સ્વભાવ, વીશમો અશુદ્ધ સ્વભાવ અને એકવીશમો ઊપચરિત સ્વભાવ—એ દશ દ્રવ્યના વિશેષ સ્વભાવ છે જીવ અને પુદ્ગલમા તે એકવીશ સ્વભાવ છે અને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય—એ ત્રણને ચેતન સ્વભાવ, મૂર્ત્તસ્વભાવ, વિભાવસ્વભાવ અશુદ્ધસ્વભાવ અને ઉપચરિત સ્વભાવ—એ પાચ સ્વભાવ શિવાય બાકીના સોળ સ્વભાવ લાગુ પડે છે ઉપર કહેલા પાચ સ્વભાવ અને બહુપ્રદેશ સ્વભાવ—એ છ સ્વભાવને વર્જીને બાકીના પનર સ્વભાવ કાલદ્રવ્યને લાગુ પડે છે

ભદ્ર નયચદ્ર, હવે તે દ્રવ્યના સ્વભાવના અર્થ કહુ છુ, તે તમે ધ્યાન પૂર્વક સાભળજો—પ્રથમ અગીયાર સામાન્ય સ્વભાવના અર્થ કહુ છુ પોતાના સ્વભાવના લાભથી કદાપિ દૂર ન રહેવુ, તે દ્રવ્યનો અસ્તિ સ્વભાવ છે જે પરરૂપપણે ન થાય, તે દ્રવ્યનો નાસ્તિ સ્વભાવ છે દ્રવ્યની અદર પોતપોતાના ક્રમભાવી નાના પ્રકારના પર્યાય, શ્યામતા રક્તત્વાદિક જે ભેદક કહેવાય છે, તે ભેદક છતા પણ દ્રવ્ય તેનુ તેજ રહે એટલે પૂર્વે અનુભવ કરેલુ જ્ઞાન જેનાથી થાય છે, તે દ્રવ્યનો નિત્ય સ્વભાવ કહેવાય છે જે દ્રવ્યના પર્યાયમા પરિણામ—રૂપાતર થાય અર્થાત્ જેના રૂપમા ઉત્પાદ વ્યય રહેલા છે, તે દ્રવ્યનો અનિત્ય સ્વભાવ છે સહભાવી સ્વભાવના જે એકરૂપને લઈને આધાર થાય તે દ્રવ્યનો એક સ્વભાવ કહેવાય છે જેમ રૂપ, રસ, ગધ અને સ્પર્શનો એક આધાર ઘડો છે, તેની રીતે એક દ્રવ્યની અદર વિવિધ પ્રકારના ધર્મનો આધાર હોય તે દ્રવ્યનો એક સ્વભાવ કહેવાય છે એકમા અનેક સ્વભાવ જોવામા આવે તે દ્રવ્યનો અનેક સ્વભાવ કહેવાય છે જેમ માટી એક દ્રવ્ય છે, પણ તેની અદર બીજા

અનેક દ્રવ્યનો પ્રવાહ રહેલો હોય છે તેથી તે દ્રવ્ય અનેકસ્વભાવી ગણાય છે આકાશ એક દ્રવ્ય છે, પણ તેની અંદર ઘટાકાશ વિગેરે ભેદ જોવામા આવે છે એક ગુણ અને બીજો ગુણી, એક પર્યાય અને બીજો પર્યાયી વિગેરે સંજ્ઞા અને સંખ્યા વિગેર લક્ષણાદિકના ભેદ એક દ્રવ્યમા પાડી શકાય છે, તેથી તે દ્રવ્યનો ભેદ સ્વભાવ કહેવાય છે એ સંજ્ઞા, સંખ્યા, લક્ષણ, પ્રયોજન, ગુણ, ગુણી વિગેરેનો એક સ્વભાવ હોવાથી અભેદ દ્રષ્ટિએ, દ્રવ્યનો અભેદ સ્વભાવ પણ કહેવાય છે એકજ દ્રવ્ય અનેક કાર્ય કારણની શક્તિવાળુ હોય, તે ભવિષ્ય કાળમા પરસ્વરૂપાકાર થઇ શકે છે, તેથી દ્રવ્યનો તે ભવ્ય સ્વભાવ છે જે નહિ કાલ પરસ્વરૂપમા મળે તોપણ પરસ્વરૂપાકાર ન થાય, તે દ્રવ્યનો અભવ્ય સ્વભાવ છે જે જે દ્રવ્યમા સ્વલક્ષણભૂત જે જે પરિણામિક ભાવ મુખ્ય હોય તે દ્રવ્યનો પરમભાવ સ્વભાવ છે જેમકે ' જ્ઞાન સ્વરૂપ આત્મા '

ભદ્ર નયચક્ર, મા પ્રમાણે દ્રવ્યના અગીયાર સામાન્ય સ્વભાવ જાણવા યોગ્ય છે મા તેના સક્ષિપ્ત અર્થ કહેલા છે તેનેમાટે વિશેષ અર્થ પણ આગમમા દર્શાવેલા છે, જે હુ તમોને કોઇ પ્રસંગે કહીશ હવે દ્રવ્યના દશ વિશેષ સ્વભાવ કહેવા છે, તેના સક્ષિપ્તાર્થ સાભળો, જે ચેતનાપણાનો વ્યવહાર પ્રવર્ત્તે છે, તે દ્રવ્યનો ચેતન સ્વભાવ છે અને તેનાથી ઉલટી રીતે જે પ્રવર્તે તે દ્રવ્યનો અચેતન સ્વભાવ છે જે દ્રવ્ય રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વગેરેને ધારણ કરે છે, તે તેનો મૂર્ત્ત સ્વભાવ છે તથી જે ઉલટો તે અમર્ત્ત સ્વભાવ છે એકત્વ પરિણતિ અને અખંડ આકારના સંનિવેશનુ જે ભાજનપણુ તે એક પ્રદેશ સ્વભાવ છે વળી જે દ્રવ્યમા ભિન્નપ્રદેશનો યોગ, તેમજ ભિન્ન પ્રદેશની કલ્પનાએ કરીને અનેક પ્રદેશ વ્યવહારનુ યોગ્યપણુ હોય તે દ્રવ્યનો અનેક પ્રદેશ સ્વભાવ છે દ્રવ્ય પોતાના સ્વભાવથી જુદી રીતે પણ વર્ત્તે છે, તેથી તેનો વિભાવ સ્વભાવ છે દ્રવ્ય કેવળ શુદ્ધ અને ઉપાધિભાવરહિત અતર્ભાવ પરિણમન પણ હોઇ શકે છે, તે તેનો શુદ્ધ સ્વભાવ છે વળી તેનાથી વિપરીત એટલે ઉપાધિ જનિત

બહિર્ભાવ પરિણમનપણુ પણ હોય છે, તેથી તે તેનો અશુદ્ધ સ્વ ભાવ છે દ્રવ્યના નિયમિત સ્વભાવનો બીજા સ્થાનમા ઉપચાર કરવામા આવે છે, તેથી તેનો ઉપચરિત સ્વભાવ પણ કહેવાય છે હે નયચદ્ર, આ પ્રમાણે દ્રવ્યના દશ વિશેષ સ્વભાવ છે

આ વખતે શ્રાવિકા સુબોધા નમ્રતાથી બોલી—ભગવન, આપના મુખથી દ્રવ્યના સામાન્ય અને વિશેષ મળી એકવીશ સ્વભાવ જાણી મારા હૃદયમા વિશેષ પ્રકાશ પડયો છે, તથાપિ ચાલતા પ્રસ ગમા એક શકા ઉત્પન્ન થઈ છે, જો આપની આજ્ઞા હોય તો પ્રગટ કરૂ

સૂરિવરે આજ્ઞા આપી એટલે સુબોધા બોલી—ભગવન્, આપે જે દ્રવ્યનો વિશેષ ઉપચરિત સ્વભાવ કહ્યો, તેમા જે ઉપચરિત એટલે ઉપચાર કહેવાય છે, તો તે ઉપચાર શેનાથી ઉત્પન્ન થાય છે? તે કૃપા કરી જણાવો

સૂરિવર પ્રસન્ન થઈને બોલ્યા—શ્રાવિકા, તમારો પ્રશ્ન સાભળી હુ ખુશી થયો છુ તે ઉપચરિત સ્વભાવને માટે આગમમા સારી રીતે વિવેચનપૂર્વક લખેલુ છે, તે ધ્યાન દઈ સાભળો—ઉપચરિત સ્વભાવ બે પ્રકારે છે એક **કર્મજન્ય** અને બીજો **સ્વભાવિક**, પુદ્ગલના સબધને લઈને જીવની અદર જે મૂર્તપણુ અને અચેતનપણુ કહેવામા આવે છે, તે ઉપચાર છે અને તે કર્મજનિત છે, એટલે જે કર્મ છે, તે ઉપચરિત સ્વભાવ છે, અને જે સિદ્ધાત્મામા વસ્તુનુ જ્ઞાતાપણુ અને દર્શકપણુ છે, તે બીજો સ્વાભાવિક ઉપચરિત સ્વભાવ છે સૂરિવરનો આ ઉત્તર સાભળી સુબોધા આનદ પામીને બોલી—મહાનુભાવ, હવે મારા મનની શકા દૂર થઈ ગઈ, હવે કૃપા કરી આગળ ઉપદેશ આપો

આ વખતે નયચદ્રના હૃદયમા શકા જાલ ભરાઈ આવ્યુ, તે ઉચ્ચ સ્વરે નમ્રતાથી બોલ્યો—ગુરૂ મહારાજ, આપે કહેલા દ્રવ્યના સ્વભાવ વિષે વિચાર કરતા મારા હૃદયમા શકા જાલ થઈ આવ્યુ છે, જો આજ્ઞા હોય તો પ્રશ્ન કરૂ

સૂરિવર શાતતાથી બોલ્યા—ભદ્ર, તમારી શકાઓ દૂર કરવાને

માટેજ હુ વિહાર કરીને આવ્યો છુ તેથી જે શકા ઉત્પન્ન થાય તે પ્રગટ કરો વારવાર તે વિષે મારી આજ્ઞા લેવાની જરૂર નથી

નયચદ્ર પ્રુલ્લા હૃદયથી બોલ્યો—ભગવન્, આપે જે દ્રવ્યના સામાન્ય અને વિશેષ સ્વભાવો કહ્યા, તે બધા ! માનીએ તો શો દોષ આવે ? તે કૃપા કરી જણાવશો

સૂરિવર ઉત્સાહ લાવીને બોલ્યા—ભદ્ર નયચદ્ર, જે વાદી ઉપર કહેલા દ્રવ્યના સ્વભાવને માને નહીં, તેના મતમા ઘણા દૂષણ આવે છે તે હુ કહુ, તે સાભળો—જો દ્રવ્યને એકાતે અસ્તિ સ્વભાવ માને અને નાસ્તિ સ્વભાવ ન માને તો સર્વ પદાર્થ મા સકર વગેરે દૂષણો લાગે છે, કારણ કે, તેમ માનવાથી સર્વ દ્રવ્યની જુદીજુદી નિયત સ્વરૂપાવસ્થા નહી થાય અને તેથી જગત્ એક રૂપ થઇ જાય છે અને જેથી તે વાત સર્વ શાસ્ત્ર તથા વ્યવહારની વિરૂદ્ધ બને છે, તેથી બીજા પદાર્થની અપેક્ષાએ દ્રવ્યનો નાસ્તિ સ્વભાવ પણ માનવો જોઇએ તેમ જો એકાતે દ્રવ્યનો નાસ્તિ સ્વભાવ માને તો જગત્ બધુ શૂન્ય થઇ જાય, તેથી એમ પણ માનવુ ન જોઇએ

જો એકાત દ્રવ્યને નિત્ય માને તો અર્થ ક્રિયાકારિત્વનો અભાવ થઇ જાય, જેથી દ્રવ્ય પરપરા વગર નાશ પામી જાય જો એકાત અનિત્ય માને તોપણ દ્રવ્યનો નિરન્વય નાશ થશે જો એકાત એક સ્વભાવ માને તો વિશેષનો અભાવ હોવાથી અનેક સ્વભાવ વિના મૂળ સત્તારૂપ સામાન્યનો પણ અભાવ થઈ જાય, કારણ કે વિશેષ વિના સામાન્ય અને સામાન્ય વિના વિશેષ ઘોડાના શીંગડાની જેમ અસત્ થઈ જાય જો દ્રવ્યને એકાતે અનેક રૂપ માને તો દ્રવ્યનો અભાવ થશે નિરાધાર હોવાથી તેમજ આધાર આધેયના અભાવથી દ્રવ્યનો અભાવ થવો જોઇએ જો દ્રવ્યને એકાત ભેદ માને તો વિશેષના આધાર વિના તેના ગુણપર્યાયનો બોધ ન થાય કારણ કે, આધારાધેયના અભેદ વિના બીજો સબધ ઘટી શકે નહી તેથી દ્રવ્યની અદર રહેલ અર્થ અને ક્રિયાના અભાવથી દ્રવ્યનો અભાવ થઇ

જાય, જો એકાત અભેદ માને તો સર્વ પદાર્થ એક રૂપ થઇ જાય, તેથી " આ દ્રવ્ય છે, આ દ્રવ્યનો ગુણુ છે અને આ દ્રવ્યનો પર્યાય છે, એવા વ્યવહારમા વિરોધ આવી જાય અને તે વિરોધને લઇને દ્રવ્યનો પણુ અભાવ થઇ જાય

જો દ્રવ્યને એકાતે ભવ્ય સ્વભાવી માનવામા આવે તો સર્વ દ્રવ્ય પરિણામી થઇ બીજા દ્રવ્યના રૂપને પ્રાપ્ત કરે અને તેમ કરવાથી સકર વિગેરે દૂષણો દ્રવ્યને લાગુ પડી જાય જો દ્રવ્ય એકાત અભવ્ય સ્વભાવી માને તો સર્વથા શૂન્યપણાનો પ્રસગ આવે જો દ્રવ્યને પરમભાવસ્વભાવી ન માને તો દ્રવ્યની અદર પ્રસિદ્ધરૂપ શી રીતે આપી શકાય ? કારણકે અનત ધર્માત્મક વસ્તુને એક ધર્મથી કહેવી તેનુ નામ પરમભાવ સ્વભાવ કહેવાય છે, તેની અદર બાધ આવી જાય, જો દ્રવ્યને એકાત ચેતન્ય સ્વભાવ માને તો સર્વ વસ્તુ ચૈતન્ય રૂપ થઇ જાય, અને તેમ થવાથી ધ્યાન, અને ધ્યેય, જ્ઞાન અને જ્ઞેય, ગુરૂ અને શિષ્ય, વિગેરે મર્યાદાનો ભગ થાય, એમ થવાથી સર્વ શાસ્ત્રીય વ્યવહાર બધ પડી જાય

જો દ્રવ્યનો એકાત અચેતન સ્વભાવ માને તો સર્વ ચૈતન્ય ધર્મનો ઉચ્છેદ થઇ જાય, જો દ્રવ્યને એકાત મૂર્ત્તસ્વભાવી માને તો આત્માને મુક્તિની સાથે વ્યાપ્તિજ ન થાય, જો એકાત અમૂર્ત્તસ્વભાવી માને તો આત્મા કદિપણુ સસારી થાયજ નહીં, જો દ્રવ્યને એકાતે એક પ્રદેશ સ્વભાવી માને તો અખડ પરિપૂર્ણ આત્મા અનેક કાર્યનો કર્ત્તા નહી થઇ શકે જેમ માટીનો ઘડો અવયવવાળો છે, તે દેશથી કપવાળો અને દેશથી નિષ્કપ દેખાયછે તો તેને અનેક પ્રદેશી ન માનવાથી એ વાત શી રીતે સિદ્ધ થશે ? કદિ જો એમ કહો કે, તે ઘડાના અવયવ કપે છે, પણ પોતે અવયવી ઘડો કપતો નથી તો 'ચાલે છે' એ પ્રયોગ શી રીતે સિદ્ધ થાય? જેમ એક પ્રદેશમા થતા કપનો પરપગએ સબધ છે, તેમ એક દેશમા થતા કપના અભાવનો પણુ પરપગએ સબધ છે, માટે દેશથી ચાલે છે અને દેશથી ચાલતો નથી એમ અસ્ખલિત વ્યવહારમા અનેક પ્રદેશ માનવા જોઇએ

નયચંદ્ર નમ્રતાથી બોલ્યો—' ભગવન્, આપની ઉપદેશ વાણીએ મારા હૃદયને નિઃશંક કર્યું છે હવે મને ખાત્રી થઇ છે કે, દ્રવ્યના બધા સ્વભાવો દ્રવ્યને લાગુ પડે છે એકાંતે કોઇ એકજ સ્વભાવ દ્રવ્યને લાગુ પડતો નથી અને તેથી આર્હતધર્મનો સ્યાદ્વાદ મત સર્વ પ્રકારે વિજયી થાય છે હવે કૃપા કરી વિશેષ ઉપદેશ આપો કે જેથી મારા હૃદયમા એક પણ શંકા રહેવા પામે નહીં

આનંદસૂરિ શાંત અને ગંભીર સ્વરથી બોલ્યા—ભદ્ર નયચંદ્ર, મે તમોને આત્માના ત્રણ પ્રકાર—બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા રૂપે સમજાવ્યા અને તે પછી દ્રવ્ય અને તેના સામાન્ય તથા વિશેષ ગુણ, પર્યાય અને સામાન્ય તથા વિશેષ સ્વભાવ વિષે પણ સમજૂતી આપી હવે તમોને સાતનયનુ સ્વરૂપ સમજાવવાની ઇચ્છા રાખુ છુ. એ સાતનયનું સ્વરૂપ સમજવામા આવશે એટલે તમારા હૃદયમાથી શંકાનુ જાળ વિનષ્ટ થઇ જશે અને દરેક પદાર્થનુ યથાર્થ જ્ઞાન થઇ આવશે સ્યાદ્વાદ સિદ્ધાંતનુ સ્વરૂપ નયની સાથે મિશ્ર કર્યા વગર સમજાય તેવુ નથી વિવિધ પ્રકારના સ્વભાવવાળા દ્રવ્યને પ્રમાણથી જાણવાને માટે સ્યાત્ અને નય—એ બંનેને મિશ્ર કરવા જોઇએ તેથી સ્વદ્રવ્યની અપેક્ષાએ અસ્તિરૂપ અને પરદ્રવ્યની અપેક્ષાએ નાસ્તિરૂપ ઈત્યાદિ જે દ્રવ્યની સિદ્ધિછે,તે સારીરીતે સમજવામા આવશે

શ્રાવક નયચંદ્ર, શ્રાવિકા સુબોધા અને શ્રાવક પુનં જિજ્ઞાસુ, તમે પુણ્યવંત ત્રિપુટી છો તમારો ભવિ આત્મા ધર્મના શ્રવણનો અધિકારી છે તમારૂ હૃદય ધર્મની પવિત્ર વાસનાથી વાસિત છે તે તમારા હૃદયમા જ્યારે નયનુ સ્વરૂપ યથાર્થ રીતે પ્રતિબિંબિત થશે, એટલે તમારા હૃદયમા કોઇ વિલક્ષણ પ્રકાશ પડશે, અને તેપ્રકાશના પ્રભાવથી તમારી શંકાઓનુ અંધકાર દૂર થઇ જશે

## નય એટલે શુ?

શ્રાવક નયચંદ્ર, નય એ શબ્દની વ્યુત્પત્તિ એવી છે કે, "नाना स्वभावे भ्यो व्यावृत्य एकस्मिन स्वभावे वस्तुनयन नय."

વસ્તુને તેના વિવિધ પ્રકારના સ્વભાવોમાથી નિવૃત્ત કરી એક સ્વભાવમા લાવે, તે નય કહેવાય છે, અથવા પ્રમાણથી સગ્રહ કરેલા અર્થનો જે એક અશ તે નય કહેવાય છે, કેટલાએક વિદ્વાનો એમ પણ કહે છે કે, જ્ઞાતા પુરૂષનો અભિપ્રાય અથવા શ્રુત વિકલ્પ તે નય કહેવાય છે, અથવા અનુયોગદ્વારની વૃત્તિના એમ કહે છે કે, સર્વ અનત ધર્મવાળી વસ્તુમા જે એક અશને ગ્રહણ કરનારો બોધ, તે નય કહેવાય છે નયચક્રમા તો એમ લખે છે કે, એક વસ્તુ અનત ધર્મવાળી છે, તેમાથી એક ધર્મની મુખ્યતા કરવાનુ જે જ્ઞાન તે નય કહેવાય છે

આ વખતે નયચદ્ર વિચાર કરી બોલ્યો—મહારાજ, આપે નયનુ સ્વરૂપ સમજાવવાને જુદા જુદા તેના લક્ષણો કહ્યા, પણ તેમાથી એક લક્ષણ દાખલો આપી સમજાવો, કે જેથી મારી બુદ્ધિમા તે ગ્રાહ્ય થાય

સૂરિવર નયચદ્રને ધન્યવાદ આપીને બોલ્યા—ભદ્ર નયચદ્ર, નય એટલે શુ ? તેનો દાખલો એવો છે કે, જીવ વગેરે જે એક દ્રવ્ય છે, તે અનત ધર્માત્મક છે, એટલે તેમા ઘણા ધર્મો રહેલા છે, તેમાથી એક ધર્મનુ ગ્રહણ કરવુ, અને તેની અદર રહેલા બાકીના ધર્મનો નિષેધ ન કરવો તેમ તેમનુ ગ્રહણ પણ ન કરવુ, અર્થાત્ તે દ્રવ્યના અનત ધર્મમાથી એક ધર્મને મુખ્ય કરવો, તે નય કહેવાય છે, જો તે દ્રવ્યના એક અશને માની બાકીના અશોનો નિષેધ કરે તો તે **નયાભાસ** કહેવાય છે, એ નયાભાસ જૈનમત સિવાય બીજા મતમા આવે છે

તે નયના સાત પ્રકાર હોવાથી તે સાત નય કહેવાય છે ૧ **નૈગમનય, ૨ સગ્રહનય, ૩ વ્યવહારનય, ૪ ઋજુસૂત્રનય, ૫ શબ્દનય, ૬ સમભિરૂઢનય, અને ૭ એવભૂતનય**—આવા તે સાત નયના નામ છે

આ વખતે નયચદ્રે પ્રશ્ન કર્યો—ભગવન્, જેવી રીતે આપે



## યાત્રા ૨ ૭.





સિદ્ધગિરિની યાત્રાના પર્વને દિવસે હજારો ભાવિક શ્રાવકો તે પવિત્ર યાત્રા કરવાને ગિરિરાજ તળેટીપર એકઠા થયા હતા સાધર્મિ વાત્સલ્યના પરમ ધર્મને જાણનારા શ્રીમંતો તરફથી પોતાના ધર્મબંધુઓ અને ધર્મ બ્હેનોની સેવા કરવાને તળેટીના પવિત્ર સ્થાન ઉપર વિવિધ જાતના સેવાના સાધનો તૈયાર રખાવામા આવ્યા હતા શ્રાવકો શ્રેણીબંધ થઈ સિદ્ધાચળના સોપાન ઉપર ચડતા, અને ઉતરતા હતા ક્ષણે ક્ષણે આદિશ્વરભગવાનની જયના ધ્વનિઓ થતા હતા,અને તેના પ્રતિધ્વનિથી ગિરિરાજ પોતે પણ આદીશ્વર ભગવાનની જય કહેતો હોય તેમ દેખાતો હતો

આ વખતે નયચંદ્ર પોતાના કુટુંબ સાથે સિદ્ધગિરિની યાત્રા કરી તળેટીના પવિત્ર સ્થળ ઉપર આવ્યો, ત્યા આનંદસૂરિ પોતાના શિષ્યોની સાથે યાત્રા કરી તે સ્થળે પધાર્યા હતા નયચંદ્રે સકુટુંબ સૂરિરાજને વંદના કરી અને પછી વિનયથી તેમની આગળ બેઠો

સૂરિવર નયચંદ્રને કુટુંબ સાથે સમય પ્રમાણે આવેલો જોઈ હૃદયમા ખુશી થયા, અને ધર્મલાભ આશીવ આપી તેની સમય પ્રમાણે ઉપયોગ રાખવાની પ્રવૃત્તિની પ્રશંસા કરતા આ પ્રમાણે બોલ્યા–

ભદ્ર નયચંદ્ર, તમને બરાબર યોગ્ય સમયે હાજર થયેલા જોઈ મને પૂર્ણ સંતોષ થાય છે, દરેક ધર્મસાધક પુરૂષે સમયનો ઉપયોગ બરાબર રાખવો જોઇએ ગયેલો સમય ફરીવાર આવતો નથી

સમયનો ઉપયોગ નહીં ગખનારા મનુષ્યોની આયુષ્ય તદન વૃથા જા ય છે, અને તેઓ પ્રમાદના પાન બની પોતાનુ અમૂલ્ય માનવ જીવ ન ગુમાવે છે,

આ પ્રમાણે કહી સૂરિવરે પોતાના વ્યાખ્યાનનો આરભ કર્યો આરભ કરતી વખતે તેઓ નીચે પ્રમાણે મગલાચરણનો શ્લોક બોલ્યા હતા —

" ऐंद्रश्रेणिनतः श्रीमानंदतान्नाभिनंदनः ।
उद्दधार युगादौयो जगदज्ञान पकत. ॥ १॥

ઇદ્રાની શ્રેણીએ નમેલા નાભિરાજાના પુત્ર શ્રીમાન્ આદીશ્વર ભગવાન્ આનદ પામો, જેમણે યુગની આદિમા આ જગતૂનો અજ્ઞા નરૂપી કાદવમાથી ઉદ્ધાર કર્યો છે ૧

આ પ્રમાણે મગલાચરણ કર્યા પછી આનદસૂરિ પોતાના ઉપદેશનો આરભ કરતા બોલ્યા—ભદ્ર નયચદ્ર, શ્રાવિકા સુબોધા અને વત્સ જિજ્ઞાસુ, આજે સાત નય વિષે જે કહેવામા આવે, તે તમે એક ચિત્તે સાભળજો ભદ્ર નયચદ્ર, સપૂર્ણ રીતે નયમાર્ગ કહી શકાય તેમ નથી જેટલા વચનના માર્ગ છે, તેટલા નયના વચનો છે, અને જેટલા નયના વચન છે, તેટલા એકાત માનવાથી અન્ય મતોછે, તેથી સર્વ નયનુ સવિસ્તર સ્વરૂપ કહી શકાય તેમ નથી; માટે હુ તમને તેનુ સક્ષેપથી વર્ણન કહી બતાવુ છુ ઉપર જે નયના લક્ષણો કહ્યા છે, તે નય મુખ્ય રીતે ૧ દ્રવ્યાર્થિકનય અને ૨ પર્યાયા ર્થિક નય એમ બે પ્રકારે છે, તેમ વળી તે નિશ્ચયનય અને વ્યવહાર નય—એવા બે પ્રકારે પણ ગણેલા છે તે દ્રવ્યાર્થિકનય, પર્યાયાર્થિક નય, નિશ્ચયનય અને વ્યવહારનય—એ સર્વ નયના મૂળ ભેદ છે તેમા દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ નિશ્ચયનયના સાધન હેતુછે, એમ સમજવુ, જેની અદર ઉપર કહેલ દ્રવ્ય પ્રયોજન રૂપે હોય તે દ્રવ્યાર્થિક નય કહેવાયછે એટલે દ્રવ્ય છે અર્થ-પ્રયોજન જેનુ, તે દ્રવ્યાર્થિક કહેવાય છે

તે દ્રવ્યાર્થિક નયના દશ ભેદ છે ૧ અન્વય દ્રવ્યાર્થિક, ૨ સ્વ દ્રવ્યાદિગ્રાહક દ્રવ્યાર્થિક, ૩ પરદ્રવ્યાદિગ્રાહક દ્રવ્યાર્થિક, ૪ પરમભાવ ગ્રાહક દ્રવ્યાર્થિક, ૫ કર્મોપાધિનિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક, ૬ ઉત્પાદવ્યય ગૌણત્વે સત્તાગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક, ૭ ભેદ કલ્પના નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક, ૮ કર્મોપાધિ સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક, ૯ ઉત્પાદ વ્યય સાપેક્ષ સત્તા ગ્રાહક અશુદ્ધ દ્રવ્યાર્થિક અને ૧૦ ભેદ કલ્પના સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક—આ પ્રમાણે દ્રવ્યાર્થિક નયના દશ ભેદ છે

નયચંદ્ર—ભગવન્, આપે દ્રવ્યાર્થિક નયના દશ ભેદ બતાવ્યા પણ તે દરેકના અર્થ સમજાવવાની કૃપા કરો, કારણ કે, તેના અર્થ જાણ્યા વિના એ ગહન વિષયમા અમારી બુદ્ધિનો પ્રવેશ થઇ શકશે નહીં

આનંદસૂરિ આનંદિત થઇને બોલ્યા—ભદ્ર નયચંદ્ર, હવે ધ્યાન દઇને સાભળો—દરેક દ્રવ્યનો અન્વય, તેના ગુણ પર્યાયને વિષે હોય છે, એટલે દ્રવ્ય એક ગુણ પર્યાય સ્વભાવી હોય છે, તે દ્રવ્ય જાણવાથી તેના સર્વ ગુણપર્યાય જાણેલા કહેવાય છે આ પ્રમાણે જે જાણવુ, તે અન્વય દ્રવ્યાર્થિક નય કહેવાય છે

સ્વ એટલે પોતાના દ્રવ્યાદિકનો ગ્રાહક જે નય તે સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નય કહેવાય છે આદિ શબ્દથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ ચારેનુ ગ્રહણ થાય છે એટલે સ્વદ્રવ્ય—પોતાનુ દ્રવ્ય, સ્વક્ષેત્ર પોતાનુ ક્ષેત્ર, સ્વકાલ—પોતાનો કાલ અને સ્વભાવ પોતાનો ભાવ તે ચારેથી દ્રવ્યની જે સત્તા સિદ્ધ થાય, તે પ્રમાણ છે—સિદ્ધ છે—આ પ્રમાણે જે જાણવું, તે સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નય કહેવાય છે

જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો—ગુરૂવર્ય, તે વિષે કોઈ વસ્તુનુ દૃષ્ટાંત આપી સમજાવો પુત્રના આ વચનને પિતા નયચંદ્રે અનુમોદન આપ્યુ, એટલે સૂરિવર્ય બોલ્યા—ભદ્ર, નયચંદ્ર, સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નયને માટે એક માટીના ઘડાનુ દૃષ્ટાંત પ્રસિદ્ધ છે, એક માટીનો ઘડો છે, તેની અંદર જે માટી છે, તે સ્વદ્રવ્ય છે તે પાટલી પુર વિગેરે શેહેરોમા જ્યા બનેલો છે, તે તેનુ સ્વક્ષેત્ર છે હેમંત વિ

ગેરે જે કાલે તે બનાવ્યો છે, તે સ્વકાલ છે અને તેની અંદર જે ર-તાશ વિગેરે દેખાય છે, તે સ્વભાવ છે એ સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ અને સ્વભાવ—એ ચારથી જે ઘડાની સત્તા છે, તે પ્રમાણ છે અને સિદ્ધ છે—આ પ્રમાણે માનવુ, તે સ્વદ્રવ્યાદિક ગ્રાહક દ્રવ્યાર્થિક નય કહેવાય છે કેમ નયચંદ્ર, હવે એ નયનુ સ્વરૂપ તમારા સમજ-વામા આવ્યુ કે નહી?

નયચંદ્ર—ભગવન્, હા, હું દ્રવ્યાર્થિકનયના તેબીજા પ્રકારને સારી રીતે સમજી ગયો છુ મારા હૃદયમાથી શંકા દૂર થઇ ગઈ છે

આનંદસૂરિ—ભદ્ર, હવે દ્રવ્યાર્થિકનયનો ત્રીજો પ્રકાર સમજાવુ, તે ધ્યાનપૂર્વક સાભળજો દ્રવ્યાર્થિકનયનો ત્રીજો પ્રકાર પર-દ્રવ્યાદિગ્રાહક કહેવાય છે પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાલ અને પરભાવ—એ ચારની અપેક્ષાએ જે પ્રવર્તે, તે પરદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિકનય કહેવાય છે

જિજ્ઞાસુ—મહારાજ, તે કોઈ દષ્ટાતથી સમજાવો

આનંદસૂરિ—જેમ સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિકનયથી ઘડો સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ અને સ્વભાવની અપેક્ષાએ સત્ છે, તેમ તે તે પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાલ, અને પરભાવની અપેક્ષાએ અસત્ છે તંતુ વિગેરે એ ઘડાને પરદ્રવ્ય છે કાશી પ્રમુખ પરક્ષેત્ર છે ભૂત અને ભવિષ્ય વિગેરે પરકાલ છે અને શ્યામતા વિગેરે પરભાવ છે—એ ચારેની અપેક્ષાએ ઘડો અસત્ છે આ પ્રમાણે જે માનવુ, તે ત્રીજો પરદ્રવ્યાદિક ગ્રાહક દ્રવ્યાર્થિકનય છે

જિજ્ઞાસુ—ભગવન્, એજ દષ્ટાત ઉપરથી એ નયનુ લક્ષણ સારી રીતે સ્પષ્ટ થયુ છે

આનંદસૂરિ—પરમભાવ ગ્રાહક નામે દ્રવ્યાર્થિકનયનો ચોથો ભેદ દષ્ટાત સાથે કહુ છુ, તે તમે લક્ષ દઈને સાભળજો

દ્રવ્યની અંદર અનેક જાતના ગુણો રહેલા હોય છે, તેઓમાથી જે ઉત્કૃષ્ટ ગુણનો ભાવ ગ્રહણ કરવામા આવે અને તેથી તે દ્રવ્ય સિદ્ધ થાય, તે પરમભાવ ગ્રાહક દ્રવ્યાર્થિક નય કહેવાય છે જેમ આ

ત્મા એ પદાર્થ જ્ઞાન સ્વરૂપ કહેવાય છે, જો કે તે આત્માની અંદર દર્શન, ચારિત્ર, વીર્ય, લેશ્યાદિક અનંત ગુણો રહેલા છે, તથાપિ સર્વની અંદર જ્ઞાન સ્વભાવ ઉત્કૃષ્ટ છે કારણકે, બીજા દ્રવ્યથી જ્ઞાન સ્વભાવવડે આત્મા જુદો દેખાય છે, તેથી આત્માનો જ્ઞાન એ પરમ ઉત્કૃષ્ટ ભાવ છે તેથી કરીને આત્માની અંદર અનેક સ્વભાવ રહેલા છે, તે છતાં જે "જ્ઞાનમય" આત્મા એમ કહેવાય છે, તે પરમભાવ ગ્રાહક દ્રવ્યાર્થિકનયથી કહેવાય છે એવી રીતે બીજા પણ જે જે દ્રવ્યો પરમભાવ અસાધારણ ગુણથી દેખાતા હોય અને તેથી તેમની ઓલખ થતી હોય તો તેમની અંદર પણ પરમભાવ ગ્રાહક દ્રવ્યાર્થિક નય જાણી લેવો

હે ભદ્ર, નયચંદ્ર હવે દ્રવ્યાર્થિકનયના પાંચમા ભેદ વિષે કહું, તે ધ્યાનપૂર્વક સાંભળજે–ને પાંચમો ભેદ **કર્મોપાધિક નિરપેક્ષશુદ્ધદ્રવ્યાર્થિકનય** એવા નામથી ઓળખાય છે જેમ સર્વ સંસારી પ્રાણી માત્રને સિદ્ધ સમાન શુદ્ધાત્મા ગણીએ—એટલે તેનો સહજભાવ જે શુદ્ધાત્મ સ્વરૂપ તેને આગળ કરીએ અને તેમના જે ભવપર્યાય એટલે સાંસારિકભાવછે, તેને ગણીએ નહીં, અર્થાત તેની વિવક્ષા ન કરીયે તે કર્મોપાધિક નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિકનય કહેવાય છે એ ઉપરથી એમ સમજવાનું છે કે, ચતુર્દશમાર્ગણા અનેગુણસ્થાનવડે અશુદ્ધનય હોય છે એમ જાણવું અને સર્વ સંસારી શુદ્ધનયની અપેક્ષાએ શુદ્ધ છે, એમ જાણવું,

ઉત્પાદ વ્યયની ગૌણતાએ અને સત્તાની મુખ્યતાએ શુદ્ધદ્રવ્યાર્થિક જેમ દ્રવ્ય નિત્ય છે, અહીં ત્રણે કાળે તેના રૂપની સત્તા વિચલિત નથી અચલછે,—આ પ્રમાણે દ્રવ્યના રૂપની સત્તા મુખ્યપણે ગ્રહણ કરવી જો કે દરેક દ્રવ્યના પર્યાય ક્ષણે ક્ષણે પરિણામી એટલે રૂપાંતરને પામનારા છે, તથાપિ જીવ તથા પુદ્ગલ વગેરે દ્રવ્ય સત્તા કદિપણ ચલાયમાન થતી નથી કહેવાનો આશય એવો છે કે દ્રવ્યની ઉત્પત્તિ અને નાશનું ગૌણપણું કરી તેની સત્તાને મુખ્ય મનાવે તે છઠ્ઠો **ઉત્પાદ વ્યયગૌણત્વે સત્તાગ્રાહક શુદ્ધદ્રવ્યાર્થિકનય કહેવાયછે**

જે દ્રવ્ય પોતાના ગુણ પર્યાય તથા સ્વભાવથી જુદું નથી–અભિન્ન છે, આ પ્રમાણે માનવું, તે સાતમો ભેદ કલ્પના નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક નય કહેવાય છે

જે કાળે જે દ્રવ્ય જે કર્મના ભાવને પરિણમે, તે કાલે તે દ્રવ્ય તે ભાવમય છે, એમ માનવું, જેમકે " ક્રોધાદિ કર્મ ભાવમય આત્મા " તે કર્મોપાધિસાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક નામે આઠમો ભેદ છે

જિજ્ઞાસુ—ભગવન્ તે વિષે દ્રષ્ટાંત આપીને સમજાવો, તો ઉપકાર થશે

આનંદસૂરિ—ભદ્ર, તે વિષે લોઢાના ગોળાનું દ્રષ્ટાંત છે જેમ લોઢાનો ગોળો અગ્નિમાં મુકી ગતો બનાવ્યો હોય, તે કાલે તે ગોળાને અગ્નિરૂપ જાણવો, તેને વિષે એ આઠમો નય ઘટે છે જેમ આત્મા સ્વભાવે શુદ્ધ છે, પણ ક્રોધ મોહાદિ કર્મના ઉદયથી તે જ્યારે ક્રોધમય કે મોહમય બની જાય છે, તે સમયે આત્માને તે રૂપ જાણવો—એ આ નયથી સિદ્ધ થાય છે, એ નયને લઈને આત્મા એક છતા તેના આઠ ભેદ કલ્પેલા છે

ભદ્ર નયચક્ર, નવમો ઉત્પાદ વ્યય સાપેક્ષ સત્તાગ્રાહક અશુદ્ધ દ્રવ્યાર્થિક નય કહેવાય છે દ્રવ્યને એક સમયમા ઉત્પાદ, ( ઉત્પત્તિ ) અને વ્યય—નાશ કહેવું, તે નવમો નય કહેવાય છે જેમ સોનાના કડાની ઉત્પત્તિનો જે સમય છે, તે સોનાના બાજુબંધને નાશ કરવાનો પણ સમય છે તેની અંદર જે સોનાની સત્તા છે, તે અવર્જનીય છે

દશમો ભેદ કલ્પના સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક નય છે, તે નયમા ભેદ કલ્પનાની અપેક્ષા રહે છે જ્ઞાનદર્શન વગેરે આત્માના શુદ્ધ ગુણ છે અહિં ' આત્માના ' એ છઠ્ઠી વિભક્તિ ભેદ બતાવે છે કે, આત્માના ગુણ આત્માથી જુદા છે કોઈ કહેશે કે, ' આ પાત્ર ભિક્ષુનું છે ' તે પાત્ર અને ભિક્ષુનો ભેદ છે, જો કે ગુણ અને ગુણીનો ભેદ છે નહીં, તોપણ ભેદની કલ્પનાની અપેક્ષાવડે અશુદ્ધ દ્રવ્યાર્થિક નયના મત પ્રમાણે એમ કહી શકાય છે

સૂરિવરના મુખથી આ વચનો સાંભળી નયચંદ્ર હૃદયમાં પ્રસન્ન થઈ ગયો, અને તેણે તે મહાનુભાવનો હૃદયથી ઉપકાર માન્યો.

આ વખતે બુદ્ધિમાન્ જિજ્ઞાસુ હૃદયમાં વિચાર કરીને બોલ્યો— ભગવન્, આપે પર્યાય શબ્દનો અર્થ કહ્યો, તે ઉપરથી મને એક વાત યાદ આવે છે કે, પર્યાયના બીજા પણ કોઈ ભેદ હોવા જોઈએ, પણ તે ભેદ કેવી રીતે હશે, તે મારા સમજવામાં નથી, તો આપ કૃપા કરી તે વિષે સમજાવો

સૂરિવર—આનંદ પામતા બોલ્યા—"ભદ્ર, તારૂં કહેવું યથાર્થ છે પર્યાયના બીજા ભેદ છે, જે જાણવાથી દ્રવ્યના અને નયના સ્વરૂપમાં વિશેષ પ્રકાશ પડે છે સાંભળો, હવે હું તે વિષે સમજાવું

સ્વભાવ અને વિભાવ તથા દ્રવ્ય અને ગુણ—એ ચાર પ્રમાણે પર્યાયના ભેદ થઈ શકે છે, એટલે ૧ સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય ૨ સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય ૩ વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય અને ૪ વિભાવ ગુણ વ્યંજન પર્યાય, એવી રીતે તેના નામ થઈ શકે છે

નયચંદ્ર—ભગવન્, તે પર્યાયના ભેદ દાખલા આપી સમજાવો

જિજ્ઞાસુ—હા, મહારાજ, તેના દાખલાની જરૂર છે, દાખલા સિવાય એ વાત બુદ્ધિમાં આવી શકે તેવી નથી

સૂરિવર બોલ્યા—હે ભવ્યાત્માઓ, તેનો દાખલો જીવ ઉપર પ્રવર્તે છે, તે ધ્યાન આપીને સાંભળો, જેમ જીવનો ચરમ શરીરથી કાંઈક ન્યૂન સિદ્ધ પર્યાય છે, એ તેનો સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય કહેવાય છે જીવની અંદર અનંતજ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય વગેરે જે ગુણ છે, તે સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય કહેવાય છે જીવની જે ચોરાશી લાખ યોનિના ભેદ છે, તે વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય કહેવાય છે, અને જીવને મતિ વગેરે છે, તે તેનો વિભાવ ગુણ વ્યંજન પર્યાય કહેવાય છે તેવી રીતે પુદ્ગલને દ્વચણુક ( બે અણુ ) વગેરે વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય, રસથી બીજો રસ અને ગંધથી બીજો ગંધ ઈત્યાદિ જે પુદ્ગલના વિકાર તે તેનો વિભાવ ગુણ વ્યંજન પર્યા

**અર્થ**—ભવ્ય જીવરૂપી કમલને વિકાશ કરવામા સૂર્ય સમાન, ધર્મને આપનારા અને સ સારમાથી ઉદ્ધાર કરનારા ધર્મના નાયક શ્રી વીર પ્રભુને હુ વ દના કરૂ છુ ૧

આ પ્રમાણે મ ગળાચરણ કર્યા પછી આન દસૂરિએ પોતાના ઉપદેશનો આર ભ કર્યો—હે ભવ્યાત્મા નયચ દ્ર, સુબોધા, અને જિજ્ઞાસુ, તમે સાવધાન થઇને સાભળજો—ગઇ કાલે તમને દ્રવ્યાર્થિક નયના દશ ભેદ સમજાવ્યા છે, આજે પર્યાયાર્થિકનય વિષે સમજાવવામા આવશે પર્યાય એ શબ્દનો અર્થ પ્રથમ જાણવો જોઈએ, જે ઉત્પત્તિ તથા વિનાશને પ્રાપ્ત થાય, તે **પર્યાય** કહેવાય છે, તેને માટે આગમમા લખે છે કે,—

> अनादिनिधने द्रव्ये स्वपर्यायाः प्रतिक्षणं ।
> उन्मज्जति निमज्जति जलकल्लोलवज्जले ॥ १ ॥

**ભાવાર્થ**—અનાદિ અને અન ત એવા દ્રવ્યમા તેના પોતાના પર્યાયો જલમા તર ગની જેમ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે, અને નાશ પામે છે ૧

તે પર્યાયો છ છ પ્રકારે હાનિ અને વૃદ્ધિ—ગ ને રૂપે ગણાય છે શાસ્ત્રકારોએ તે પર્યાયના બે પ્રકાર કહેલા છે **૧ સહભાવી પર્યાય** અને **૨ ક્રમભાવી પર્યાય**, જે સહભાવી પર્યાય, તે દ્રવ્યનો ગુણ કહેવાય છે, અને ક્રમભાવી પર્યાય, તે પર્યાય છે

આ વખતે નયચ દ્રે પ્રશ્ન કર્યો—ભ ગવન્, તે પર્યાયના સહભાવી અને ક્રમભાવી એવા જે ભેદ કહ્યા, તે કોઇ દાખલો આપી સમજાવો, તો અમારી ઉપર ઉપકાર થશે

આન દસૂરિ શાન્તતાથી બોલ્યા—ભદ્ર નયચ દ્ર, જેમ આત્મા એ પદાર્થ છે, તેની અ દર જે વિજ્ઞાન શક્તિ છે, તે તેનો સહભાવી પર્યાય કહેવાય છે, અને આત્માને જે સુખ, દુ ખ, શોક, હર્ષ વગેરે થાય છે, તે તેનો ક્રમભાવી પર્યાય કહેવાય છે

મુનિવરના મુખથી આ વચનો સાંભળી નયચંદ્ર હૃદયમાં પ્રસન્ન થઇ ગયો, અને તેણે તે મહાનુભાવનો હૃદયથી ઉપકાર માન્યો.

આ વખતે બુદ્ધિમાન્ જિજ્ઞાસુ હૃદયમાં વિચાર કરીને બોલ્યો— ભગવન્, આપે પર્યાય શબ્દનો અર્થ કર્યો, તે ઉપરથી મને એક વાત યાદ આવે છે કે, પર્યાયના બીજા પણ કોઇ ભેદ હોવા જોઈએ, પણ તે ભેદ કેવી રીતે હશે, તે મારા સમજવામાં નથી, તો આપ કૃપા કરી તે વિષે સમજાવો

મુનિવર—આનંદ પામતા બોલ્યા—"ભદ્ર, તારૂં કહેવું યથાર્થ છે પર્યાયના બીજા બીજે ભેદ છે, જે જાણવાથી દ્રવ્યના અને નયના સ્વરૂપમાં વિશેષ પ્રકાશ પડે છે સાંભળો, હવે હું તે વિષે સમજાવું

સ્વભાવ અને વિભાવ તથા દ્રવ્ય અને ગુણ—એ ચાર પ્રકારે પર્યાયના ભેદ થઇ શકે છે, એટલે ૧ સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય ૨ સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય. ૩ વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય અને ૪ વિભાવ ગુણ વ્યંજન પર્યાય, એવી રીતે તેના ચાર થઈ શકે છે

નયચંદ્ર—ભગવન્, તે પર્યાયના ભેદ દાખલા આપી સમજાવો

જિજ્ઞાસુ—હા, મહારાજ, તેના દાખલાની જરૂર છે, દાખલા શિવાય એ વાત બુદ્ધિમાં આવી શકે તેવી નથી

મુનિવર બોલ્યા—હે ભવ્યાત્માઓ, તેનો દાખલો જીવ ઉપર ઘટે છે, તે ધ્યાન આપીને સાંભળો. જેમ જીવનો ચરમ શરીરથી કાંઇક ન્યૂન સિદ્ધ પર્યાય છે, એ તેનો સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય કહેવાય છે જીવની અંદર અનંતજ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય વગેરે જે ગુણ છે, તે સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય કહેવાય છે જીવની જે ચોરાશી લાખ યોનિના ભેદ છે, તે વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય કહેવાય છે, અને જીવને મતિ વગેરે છે, તે તેનો વિભાવ ગુણ વ્યંજન પર્યાય કહેવાય છે તેવી રીતે પુદ્ગલને દ્વ્યણુક ( બે અણુ ) વગેરે વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય, એક રસથી બીજો રસ અને ગંધથી બીજો ગંધ ઇત્યાદિ જે પુદ્ગલના વિકાર તે તેનો વિભાવ ગુણ વ્યંજન પર્યા

ય, પુદ્ગલનો જે અવિભાગી પુદ્ગલ પરમાણુ તે સ્વભાવ દ્રવ્ય વ્યજન પર્યાય અને પુદ્ગલના એક એક વર્ણ, ગધ, રસ અને અવિરૂદ્ધ બે સ્પર્શ—એ તેના સ્વભાવ ગુણુ વ્યજન પયાય કહેવાય છે, તેવી રીતે એકત્વ પૃથકત્વાદિ પણ પયાય છે

**નયચદ્ર**–ભગવન્, હવે હુ પર્યાયને અર્થ બગબર સમજ્યો છુ

**સૂરિવર**—ભદ્ર, જો પયાયને અર્થ તમાને સમજવામા બગબર આવ્યો હોય તો પયાયના લક્ષણો કહી બતાવો

**નયચદ્ર**—મહારાજ, પયાયના લક્ષણુ મારા મનમા સમજાયા છે, પણુ તેને વિવેચન કરી સમજાવાની મારામા શક્તિ નથી

આ વખતે સૂરિવરે સુબોધા અને જિજ્ઞાસુની સામે જોઈને કહ્યુ, હે શ્રાવિકા સુબોધા, અને શ્રાવક પુત્ર જિજ્ઞાસુ, તમે પર્યાયના લક્ષણો કહી શકો કે નહીં ?

સુબોધા વિનયથી બોલી—ગુરૂ મહારાજ, એક પવિત્ર વિદ્વાન્ સાધ્વીજીએ મને પયાયના લક્ષણુની એક ગાથા શીખડાવી છે, તે ઉપરથી હુ સમજી શકી છુ,

**સૂરિવર**—શ્રાવિકા, ત્યારે એ ગાથા કહી તેને અર્થ સમજાવો પછી સુબોધા તે ગાથા અને તેને અર્થ નીચે પ્રમાણે કહે છે—

" एगत्त च पहुत्त च, सखा सत्राणमेवय ।
समोगो य विभागो य, पज्जयाण तु लक्खण ॥ १ ॥

**ભાવાથ**—એકને જે ભાવ તે એકત્વ એટલે જુદા જુદા પરમાણુ હોય તે છતા એકપણુ જેમકે ' આ ઘડો છે ' એ પ્રતીતિને હેતુ છે તે એકત્વ, પૃથકત્વ એટલે જુદાપણુ એ જ્ઞાનને હેતુ છે સખ્યા ( ગણત્રી થઇ શકે તે ), સસ્થાન ( સ્થિતિરૂપ ), સયોગ ( મળવાપણુ ), અને વિભાગ ( જુદા જુદા ભાગ પડી શકે તે ), એટલા પર્યાયના લક્ષણો છે

સુબોધાના આ વચન સાભળી સૂરિવર પ્રસન્ન થઇને બોલ્યા—શ્રાવિકા, તમને ધન્યવાદ ઘટે છે પયાયના લક્ષણો જાણવાને માટે

દ્ધ થયો, આ પ્રમાણે જે માનવુ, તે **સત્તાસાપેક્ષ નિત્ય અશુદ્ધ** નામે ચોથો પર્યાયાર્થિક નય કહેવાય છે

જેમ સસારી જીવનો પર્યાય સિદ્ધના જીવના જેવો છે, જો કે સસારી જીવને કર્મની ઉપાધિ છે, પણ તેની વિવક્ષા ન કરીએ ( તે કહેવાની ઇચ્છા ન રાખીએ ) અને જ્ઞાન, દર્શન ચારિત્ર વગેરે શુદ્ધ પર્યાયની વિવક્ષા કરીએ તો તે **કર્મોપાધિ નિરપેક્ષ નિત્ય શુદ્ધ** નામે પાચમો પર્યાયાર્થિક નય કહેવાય છે

જેમ સસાર વાસી જીવોને જન્મ તથા મરણનો વ્યાધિ છે, તે જન્માદિક પર્યાય જીવને કર્મના સયોગથી હોય છે, તે અનિત્ય અને અશુદ્ધ છે, તેથી મોક્ષાર્થી જીવ તે જન્માદિક પર્યાયનો નાશ કરવાને પ્રવર્તે છે–એમ માનવુ, તે **કર્મોપાધિ સાપેક્ષ અનિત્ય અશુદ્ધ** નામે છઠો પર્યાય કહેવાય છે

ભદ્ર નયચદ્ર, આ પ્રમાણે પર્યાયાર્થિક નયના છ ભેદ કહેલા છે, તે હમેશા તમારા હૃદયમા ધારણ કરી રાખશો

**નયચદ્ર**—ભગવન્, આપે પર્યાયાર્થિક નયના જે છ ભેદ કહ્યા, તે સાભળી મારા મનની ઘણી શકાઓ દૂર થઇ ગઇ છે, હવે કૃપા કરી બાકીના નયના લક્ષણો સમજાવો

આનદસૂરિ આનદપવક બોલ્યા—ભદ્ર, આજે વ્યાખ્યાન સમાપ્ત કરવાનો સમય થઇ ગયો છે, માટે તે વિષે ઉપયોગી વ્યાખ્યાન આ વતી કાલે કહેવામા આવશે સૂરિવરના આ વચનો સાભળી તત્કાલ નયચદ્રના કુટુબના મુખમાથી આદિશ્વર ભગવાનની જયનો પવિત્ર ધ્વનિ પ્રગટ થયો અને તેની આસપાસનો તળેટીનો પ્રદેશ તે ધ્વનિ અને તેના પ્રતિધ્વનિથી ગાજી ઉઠયો





## યાત્રા ૪ થી.





ભોમણિ સૂર્યના કિરણોની રક્ત પ્રભા સિદ્ધગિરિના પવિત્ર પ્રદેશ ઉપર પડતી હતી તે પ્રભાને લઈને તે ગિરિરાજ કનકગિરિના જેવો દેખાતો હતો ઉંચા શિખરોને લઈને એક તરફ છાયો અને બીજી તરફ તડકો એવી રીતે ગિરિરાજની મનોહર રચના દેખાતી હતી જિનાલયોમા થતા ઘટા નાદના ધ્વનિઓથી તીર્થરાજની ગુફાઓ પ્રતિધ્વનિત થતી હતી

આ વખતે નયચદ્ર પોતાના કુટુબ સાથે આદિનાથ પ્રભુની પૂજા ભક્તિ કરવાને ગિરિરાજના શિખર ઉપર ચડતો હતો માર્ગમા આવતા પૂર્વના ઐતિહાસિક સ્થાનોને જોઈ સુબોધા પોતાના જિજ્ઞાસુ પુત્રને તે તે સ્થલના ચમત્કારી પૂર્વ વૃત્તાતોની વાર્ત્તાઓ કરતી હતી તે સાભળી શ્રાવક કુમાર જિજ્ઞાસુ હૃદયમા આનદ પામી ઉત્તમ પ્રકારની ભાવના ભાવતો હતો

આજ વખતે પવિત્ર મહાનુભાવ આનદસૂરિ પોતાના શિષ્ય પરિવાર સાથે યાત્રા પૂર્ણ કરી પાછા ફરતા હતા સ્થવિર વયોવૃદ્ધ હતા, તથાપિ પરીષહ સહન કરવાનુ મહાન્ સામર્થ્ય ધારણ કરતા હતા તેઓને પ્રાત કાલે વહેલા ઉઠી આવશ્યકાદિ નિત્ય ક્રિયા કરી યાત્રા પૂર્ણ કરી પાછા ફરતા જોઈ નયચદ્ર, સુબોધા અને જિજ્ઞાસુ સાનદાશ્ચર્ય થઈ ગયા હતા તીર્થમાર્ગમા સૂરિવરને વદના કરી ધર્મલાભ આશીષ લઇ તે શ્રાવક કુટુબ ઉતાવળુ આદીશ્વર પ્રભુના મદિર પાસે આવી પહોચ્યુ અને ત્યા પૂજાભક્તિ વિગેરે કરી નિત્ય પ્ર

માણે આનંદસૂરિની વ્યાખ્યાન ભૂમિમાં દાખલ થઈ ઉપદેશ શ્રવણ કરવાને તત્પર થયું સૂરિવર નિત્યના નિયમ પ્રમાણે ત્યાના પૂર્વ કરી તે સ્થાને આવ્યા હતા અને તેમણે ઉપદેશના આરંભ પહેલા નીચે પ્રમાણે મંગળાચરણ કર્યું—

> विमलाचलसंस्थानो विमलात्मा जिनेश्वर
> जीयादादीश्वर श्रीमान विमलज्ञान भास्कर ॥१॥

વિમલાચલ ઉપર રહેલા, નિર્મલ આત્માવાળા અને નિર્મલ જ્ઞાનના સૂર્યરૂપ એવા શ્રીમાન્ આદીશ્વર જિનેશ્વર જય પામો

ભદ્ર નયચંદ્ર, શ્રાવિકા સુબોધા અને જિજ્ઞાસુ, સાત નયના મૂલ ભેદ દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નયના ભેદો એ તમને કહી સંભળાવ્યા છે હવે તે બંને નયમાં શું જાણવું જોઇએ એ વાત તમારે લક્ષપૂર્વક સાંભળવી એ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની અલગ સ્થાન રહેલા છે, તે તમારે પ્રથમ સમજવું જોઇએ તે સાવધાન થઈને સાંભળજો—

જે દ્રવ્યાર્થિક નય છે, તે નિત્યસ્થાનને જણાવે છે, કારણ કે, દ્રવ્ય નિત્ય અને સર્વ કાલમાં હોઈ શકે છે, અને જે પર્યાયાર્થિક નય છે, તે અનિત્યસ્થાનને જણાવે છે, કારણ કે, પર્યાય અનિત્ય છે

**નયચંદ્ર**—સૂરિવર્ય, તે વિષે કોઈ પ્રમાણ હોય તો દર્શાવી અમને વિશેષસ્પષ્ટ કરી સમજાવો.

સૂરિવર—ભદ્ર નયચંદ્ર, રાજપ્રશ્નીય વૃત્તિમાં તેને માટે લખે છે કે,—

" द्रव्यार्थिक नय नित्य पर्यायार्थिक नये त्वनित्य द्रव्यार्थिक नयो द्रव्यमेव तात्त्विकमभिमन्यते न तु पर्यायान् द्रव्य चान्वयि परिणामित्वात् सकलकालभावि भवति ॥ "

આ પ્રમાણ વાક્યનો ભાવાર્થ એવો છે કે, " દરેક વસ્તુ દ્રવ્યાર્થિક નયથી નિત્ય છે અને પર્યાયાર્થિક નયથી અનિત્ય છે જે દ્રવ્યા

થિંક નય છે, તે દ્રવ્યને તાત્વિક વસ્તુ માને છે અને પર્યાયને તાત્વિક વસ્તુ માનતો નથી કારણ કે, દ્રવ્ય પરિણામી હોવાથી અન્વયી છે અને તેથી તે સર્વ કાલ સત્ રૂપ છે ”

**નયચદ્ર**—ભગવન, આપે આપેલા આ પ્રમાણથી મને વધારે સ્પષ્ટ થયુ છે આ વખતે સુબોધાએ વિનયથી પ્રશ્ન કર્યા-ભગવન્, મારા મનમા એક શકા ઉત્પન્ન થઈ છે, તે આના હોય તો નિવેદન કરૂ

**સૂરિવર**—શ્રાવિકા, બહુ ખુશીની વાત છે સશકને નિશક કરવા, એજ અમારૂ કર્ત્તવ્ય છે

**સુબોધા**—ભગવન્, જ્યારે આપે સાત નયના મૂલ બે ભેદ રૂપે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નય કહ્યા, તો **ગુણાર્થિક નય** નામે ત્રીજો ભેદ પણ કહેવો જોઇએ કારણ કે, જેમ દ્રવ્ય, અને પર્યાય જેમ વસ્તુમા પ્રધાન છે, તેમ ગુણ પણ પ્રધાન છે તેથી ગુણાર્થિક નામે ત્રીજો ભેદ કેમ ન હોઈ શકે?

**સૂરિવર**—ભદ્રે, પર્યાયના ગ્રહણની સાથે ગુણનુ પણ ગ્રહણ થઇ જાય છે, તેથી ગુણાર્થિકનય જુદો હોઇ શકે નહીં

**સુબોધા**—ભગવન્, આપનુ કહેવુ યથાર્થ છે, મારી તે શકા દૂર થઈ ગઈ, પણ એક બીજી શકા ઉત્પન્ન થઇ છે

**સૂરિવર**—ભદ્રે, તે શકા પ્રગટ કર

**સુબોધા**—પર્યાય એ દ્રવ્યના હોય છે, તો એક દ્રવ્યાર્થિક નયની અદર પર્યાયાર્થિક આવી જાય છે, તે છતા દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક—એવા બે ભેદ શા માટે કહ્યા હશે?

**સૂરિવર**—ભદ્રે, દ્રવ્ય અને પર્યાયના લક્ષણો બારીકીથી જોવાના છે તેઓના સ્વરૂપમા સૂક્ષ્મ રીતે વિશેષતા આવે છે દ્રવ્યના કરતા પર્યાય સૂક્ષ્મ છે એક દ્રવ્યનાં અદર અનત પર્યાયો હોવાનો સભવ છે દ્રવ્યની વૃદ્ધિ થતા પર્યાયની અવશ્ય વૃદ્ધિ થાય છે પ્રત્યેક

द्रव्यमा स ख्याता अम ख्याता पर्याय रहेला छे, अवधिज्ञानथीज तेनो परिच्छेद थइ शके छे अने पर्यायनी वृद्धि थता द्रव्यनी वृद्धिनी भजना छे

भद्रे, आर्हत शास्त्रना प्रणेताओ द्रव्य, भाव, क्षेत्र अने काळने माटे लखे छे के, द्रव्य भावनी वृद्धिमा क्षेत्रकालनी वृद्धिनी भजना छे अने द्रव्यनी वृद्धि थता भावनी वृद्धि अवश्य थाय छे अने भावनी वृद्धिमा द्र यनी वृद्धिनी भजना छे वळी क्षेत्रथी द्रव्य अन तगणु छे अने द्रव्यथी पर्याय अवधि ज्ञाननु ज विषयभूत छे, ते अ ख्येय गुण तथा असख्येय गुण छे "

हे श्राविका सुबोधा, तेथी द्रव्य अने पर्यायना स्वरूपमा भेद होई शके छे, माटे द्रव्यार्थिक अने पर्यायार्थिक—एवा नयना बे भेद कहेला छे जो के ते ब ने नय परस्पर मळता पण छे, तथापि ते पोत पोतानु जुदापाणु छोडता नथी

**सुबोधा**—भगवन्, आपना आ उपदेशना प्रकाशथी मारी श कानु अ धकार नष्ट थइ गयु छे महानुभाव, आपे मारी पर म हान् उपकार करेलो छे आपना जेवा अनगार रत्नो खरेखर निष्का रण परोपकारी छे

जिज्ञासु विनयथी बोल्यो—भगवन् आपे मारी मातानी श का दूरकरी पण कृपा करी मारी श का दूर करो

सूरिवर—भद्र, वळी तारे शी श का उत्पन्न थई छे ? कहे

जिज्ञासु—भगवन्, मे एक स्थळे वाच्यु हतु के, सामान्य अने विशेष—ए द्रव्य तथा पर्यायथी जुदा छे, तो तेनय ।।साथे केम न जोडाय ? अने ते उपरथी सामान्यार्थिक अने विशेषार्थिक—एवा नयना बे प्रकार केम न थाय ?

सूरिवर—भद्र, तने धन्यवाद घटे छे ते जे श का करी ते खरी श का छे तारी तीव्र बुद्धिने पूर्ण अभिन दन घटे छे सांभळ,

ર્ગત રહેલ હોય છે, તેથી દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક શિવાય બીજા નયના ભેદ થઇ શકતા નથી

**સૂરિવર**—ભદ્ર જિજ્ઞાસુ, તને ધન્યવાદ ઘટે છે તારૂ બુદ્ધિ બલ જોઈ હુ ઘણોજ પ્રસન્ન થયો છુ

**જિજ્ઞાસુ**—ભગવન, મારામા નઈ પણ બુદ્ધિબલ નથી જે કાઇ મે યથામતિ સાભળ્યુ છે અથવા વાચ્યુ છે, તે આપના જેવા મહાત્મા મુનિવરોનો અને આ મારા પૂજ્ય માતા પિતાનો પ્રતાપ છે

**નયચદ્ર**—ભગવન્, હવે કૃપા કરી બાકીના નયનુ શુદ્ધ સ્વરૂપ સમજાવો

સૂરિવર સસ્મિત વદને બોલ્યા—હે ભવ્ય આત્માઓ, મે તમને દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક જે નયના મૂલ બે ભેદ કહ્યા, તે બને ભેદના મલીને સાત નય થાય છે પેહેલા દ્રવ્યાર્થિક નયના ત્રણ ભેદ છે ૧ **નૈગમ**, ૨ **સગ્રહ** અને ૩ **વ્યવહાર** બીજા પર્યાયાર્થિક નયના ચાર ભેદ છે ૧ **ઋજુસૂત્ર**, ૨ **શબ્દ**, ૩ **સમભિરૂઢ** અને ૪ **એવભૂત** એ સર્વ મલીને સાત નય થાયછે

**નયચદ્ર**, ભગવન્, એ નયની સખ્યા સાતથી ઓછી કે વધતી હશે કે નહીં ?

**સૂરિવર**—ભદ્ર, પ્રવચન સારોદ્ધારની વૃત્તિની અદર નયના પાચ ભેદ, છ ભેદ અને ચાર ભે પણ કહેલા છે તથાપિ ઘણેભાગે સાતનયની સખ્યા વિશેષ પ્રવૃત્ત છે

જે એક માન–મહાસત્તા, સામાન્ય તથા વિશેષ વગેરે જ્ઞાનવડે વસ્તુને માપે નહીં પરિચ્છેદ કરે નહીં પણ સામાન્યવિશેષ વગેરે અનેક રૂપથી વસ્તુને માને તે **નૈગમનય** કહેવાય છે અથવા 'હુ લોકમા વસુ છુ, તિર્યગલોકમા વસુ છુ ' એમ જે સિદ્ધાતમા ઘણા પરિચ્છેદ બતાવે તે **નિગમ** કહેવાય છે અને તે નિગમને વિષે જે થાય, તે નૈગમનય કહેવાય છે કહેવાનુ તાત્પર્ય એ છે કે, જે એક નહીં, પણ

અનેકરૂપે વસ્તુને માનવુ, તે નૈગમનય કહેવાય છે અને તે દ્રવ્યાર્થિક નયનો પ્રથમ ભેદ ગણાય છે

બીજો સગ્રહ નય છે સમ્ એટલે સમ્યક્ પ્રકારે જે ગ્રહણ કરાય, તે સગ્રહ નય કહેવાય છે એટલે જેનાથી અર્થનો વિષય પિડિત થઈ એક જાતિમા પ્રાપ્ત થાય, તે સગ્રહ નય કહેવાય છે, આ સગ્રહ નયમા સામાન્યની માન્યતા છે, વિશેષની નથી, તેથી એ નયના વચન સામાન્યના અર્થવાળા કહેવાય છે એ સગ્રહ નય સામાન્ય રૂપવડે સર્વ વસ્તુઓને પોતાનામા અતર્ગત કરે છે અર્થાત્ સામાન્ય જ્ઞાનનો વિષય કરે છે

ભદ્ર નયચદ્ર, હવે દ્રવ્યાર્થિક નયના ત્રીજા ભેદ વ્યવહારનયનુ સ્વરૂપ કહુ, તે તમે લક્ષપૂર્વક સાભળજો નૈગમ અને સગ્રહનયના કરતા વ્યવહારનય વધારે પ્રવર્તે છે એ નયની સાથે આ વિશ્વના વ્યવહારનો સબધ રહેલો છે તે વ્યવહારનય હમેશા વિનિશ્ચયના-અર્થમા પ્રવર્તે છે અને તેના સ્વરૂપનુ લક્ષણ પણ તેને અનુસરીને જ રહેલુ છે,

નયચદ્ર—ભગવન્, વિનિશ્ચય શબ્દનો શો અર્થ થાય? તે કૃપા કરી સમજાવો

સૂરિવર—વિનિશ્ચય એ શબ્દમા વિ,નિસ્ અને ચય એવા ત્રણ શબ્દો છે ચય એટલે પિડરૂપ હોવુ, એકઠુ થવુ, અને નિસ્ એટલે અધિક અથાત્ જે અધિક પિડરૂપ થવુ, તે નિશ્ચય કહેવાય છે નિશ્ચયનો અર્થ સામાન્ય, તે સામાન્ય વિ એટલે જેમાથી ગયોછે, તે વિનિશ્ચય કહેવાય અર્થાત્ સામાન્યનો અભાવ, તેવા વિનિશ્ચયમા જે સદા પ્રવર્તે, તે વ્યવહારનય કહેવાય છે આ જગતમા ઘડો,વાભલો,કમલ વગેરે જે પદાર્થો છે,તે બધા તે તેની યોગ્ય ક્રિયામા પ્રવર્તે છે,જેમકે,ઘડાથી પાણી લવાય છે,થાભલાથી ટેકો લેવાય છે વગેરે એ વ્યવહાર સર્વ દ્રવ્યમા પ્રવર્તે છે, એ ક્રિયાવાળા પદાર્થોથી અતિરિક્ત (જુદુ) કોઈ સામાન્ય નથી,માટે એ વ્યવહારનય

સામાન્યને માનતો નથી, તેથી લોકવ્યવહાર પ્રધાન જે નય, તે વ્ય વહારનય કહેવાય છે

અથવા વિનિશ્ચયનો અર્થ વિશેષ નિશ્ચય પણ થાય છે એ ઉપરથી ગોવાળ વિગેરેની અ પમતિ સ્રી અને બાળકો જે અર્થને જાણે, તેવા અર્થમા જે પ્રવર્તે તે વ્યવહારનય કહેવાય છે

નયચદ્ર—મહાનુભાવ, તેને માટે વિશેષ સ્પષ્ટ કરી સમજાવો

સૂરિવર—ભદ્ર નયચદ્ર, એક માટીનો ઘડો છે, તેની અદર પાચ વર્ણ, બે ગધ, પાચ રસ, અને આઠ સ્પર્શ નિશ્ચયથી રહેલા છે, પણ જો તે ઘડો કોઈ અલ્પમતિ ગોવાળની સ્રીને બતાવીએ તો તે જે વર્ણ, ગધ, રસ અને સ્પર્શ અધિક હશે, તે દેખશે અને તે કહી જણાવશે–બાકીના વર્ણ, ગધ, રસ અને સ્પર્શ તે માનશે નહીં, એ વ્યવહારનય કહેવાય છે.

નયચદ્ર, ભગવન્, હવે વ્યવહારનયનુ સ્વરૂપ યથાર્થ રીતે મારા સમજવામા આવ્યુ છે

સૂરિવર—ભદ્ર નયચદ્ર, એ પ્રમાણે નૈગમ, સગ્રહ અને વ્ય વહાર—એ દ્રવ્યાર્થિક નયના ત્રણ ભેદ મે કહ્યા છે, હવે નિત્યનો સમય થઇ ગયો છે, તેથી આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરવામા આવે છે ”

આ પ્રમાણે કહી સૂરિવરે પોતાનુ વ્યાખ્યાન સમાપ્ત કર્યું, એટલે નયચદ્ર પોતાના કુટુબ સાથે સૂરિવરને વદના કરી ત્યાથી સ્વ સ્થાન પ્રત્યે ચાલ્યો ગયો સૂરિવર પણ પોતાના શિષ્યોની સાથે પો તાની આવશ્યક ક્રિયામા પ્રવર્ત્યા હતા





## યાત્રા ૫ મી.





આ જે શ્રીમાન્ ત્રૈલોક્યપતિ શ્રી આદીશ્વર ભગવાન્‌ની મહાપૂજા ભણાવવાની હતી શ્રદ્ધાલુ શ્રાવકો ઉલટથી તેમા ભાગ લેવાને શ્રેણીબધ જતા હતા, બાલ તરૂણ અને વૃદ્ધ શ્રાવકો અને શ્રાવિકાઓ જયધ્વનિ કરતા કરતા ગિરિમાર્ગે જતા હતા આ સમયનો દેખાવ ખરેખર ચિત્તાકર્ષક હતો ગિરિરાજના શિખરો ઉપર ધૂમ્રવર્ણી આકાશ થઈ રહ્યુ હતુ જાણે પવિત્ર યાત્રાલુઓના શરીરથી ભિન્ન થયેલી કર્મરજ ઉડતી હોય, તેમ દેખાતુ હતુ આ સમયે શુદ્ધ શ્રાવક નયચદ્રનુ કુટુબ તે મહોત્સવમા ભાગ લેવાને ઉત્તમ ભાવના ભાવતુ પ્રવૃત્ત થતુ હતુ મહાનુભાવ આનદસૂરિ પણ પોતાના શિષ્ય પરિવાર સાથે તે મહોત્સવનો ધાર્મિક લાભ ભાવથી મેલવવા તત્પર થયુ હતુ

જ્યારે નિત્યનો સમય થયો, એટલે સૂરિરાજ ગિરિરાજની તલેટી ઉપર પધાર્યા અને તેજ વખતે ઉપયોગને ધારણ કરનારો નયચદ્ર પોતાના કુટુબને લઇ તે સ્થાને આવ્યો નયચદ્ર, સુબોધા અને જિજ્ઞાસુ–એ પવિત્ર ત્રિપુટીએ સૂરિવરને વિધિથી વદના કરી પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યા તે પછી આનદસૂરિએ પોતાના વ્યાખ્યાનનો આરભ કર્યો પ્રથમ નીચે પ્રમાણે મગલાચરણ કર્યું —

यस्योपदेश तरणिः प्रकाशयति सर्वदा ।
धर्म तेजो धर' तीव्र' त्रिजगत्कमलाकर ॥१॥

ધર્મના રૂપ તેજને ધારણ કરનાર જેનો ઉપદેશરૂપી તીવ્ર સૂર્ય ત્રણ જગતરૂપી સરોવરને સદા પ્રકાશિત કરે છે ૧

આ પ્રમાણે મગલાચરણ કર્યા પછી સૂરિવર બોલ્યા—ભદ્ર ન યચદ્ર, શ્રાવિકા સુબોધા અને શ્રાવકપુત્ર જિજ્ઞાસુ, ગઈકાલે દ્રવ્યાર્થિક નયના ત્રણ ભેદ જે નૈગમ, સગ્રહ અને વ્યવહાર છે,—એ ત્રણ નય વિષે મે તમને સમજાવ્યુ છે, હવે આજે પર્યાયાર્થિક નયના ચાર ભેદ રૂપ ચાર નય વિષે કહુ છુ પર્યાયાર્થિક નયના ૧ ઋજુસૂત્ર, ૨ શબ્દ, ૩ સમભિરૂઢ અને ૪ એવભૂત એવા ચાર ભેદ છે તેમા પ્રથમ ઋજુ સૂત્રનય વિશે હુ વિવેચન કરૂ છુ ઋજુસૂત્રનય હમેશા વર્તમાન કાલની વસ્તુને ગ્રહણ કરે છે ભૂત અને ભવિષ્યકાલ કુટિલ હોવાથી તેનો ત્યાગ કરે છે ઋજુ એ શબ્દનો અર્થ સરલ થાય છે, એટલે વ ર્તમાનકાલ ભાવિ વસ્તુને તે માને છે ભૂતકાલ નષ્ટ થએલો છે અને ભવિષ્યકાલ ઉત્પન્ન થયેલો નથી તેથી તે બને અસત્ છે, જે તેવી અસત્ વસ્તુને મા નવી, તે કુટિલતા છે, માટે તેને માનતા નથી, આ વી ઋજુસૂત્રનયની મુખ્ય માન્યતા છે જિજ્ઞાસુએ વિનયથી પ્રશ્ન કર્યો- ભગવન્, આપે જે ઋજુસૂત્ર વિષે સમજાવ્યુ તે મારા સમજવામા આ વી ગયુ છે, પરતુ તેમા આપને એક પુછવાનુ છે કે, તે ઋજુસૂત્રન યમા સૂત્ર શબ્દનો અર્થ શો થાય છે?

સૂરિવર—વત્સ, જિજ્ઞાસુ, એ ઋજુસૂત્ર નયમા સૂત્ર શબ્દનો અથ વ્યવહાર અથવા પ્રવૃત્તિ પણ થાય છે, એટલે ઋજુ—સરલ છે, વ્યવહાર—પ્રવૃત્તિ જેમા તે ઋજુસૂત્ર નય કહેવાય છે, અથવા સૂત્ર શબ્દને ઠેકાણે શ્રુત એવો શબ્દ પણ હોઈ શકે છે, એટલે તેનો એવો અર્થ થાય છે કે, જેનુ શ્રુત-જ્ઞાન સરલ હોય છે, તે ઋજુશ્રુત અ થાત્ તે શેષ જ્ઞાનમા મુખ્ય હોવાથી ઋજુશ્રુત કહેવાય છે, વળી તેવા પરોપકાર સાધનવડે તે શ્રુતજ્ઞાનને જ્ઞાન માને છે, કારણ પરની વ સ્તુથી પોતાનુ કાર્ય સિદ્ધ થતુ નથી, માટે જે પરવસ્તુ છે, તે વસ્તુ ન સમજવી. વળી નરજાતિ, નારીજાતિ અને નપુસકજાતિ—એ જુદી જુદી જાતિવાળા અને એકવચન, દ્વિવચન અને બહુવચન-એ ત્રણ વચનવાળા શબ્દોથી તે નય એકજ વસ્તુને જણાવે છે જેમકે, તટ શબ્દની " તટ, તટી, તટમ્ " એ ત્રણે જાતિ અને ગુરુ શ-

બ્દના "गुर गुम्द गुरव" એ ત્રણ વચનો–ને જાતિ અને વચનથી એકજ વસ્તુ છે, એમ એ નય દર્શાવે છે

તેમ ઋજુસૂત્ર નય ઇંદ્ર વિગેરેના નામ સ્થાપના વિગેરે જે નિક્ષેપ ભેદ છે, તેને જુદા જુદા માને છે, અને જે નય આગલ કહીશુ, તે અતિ શુદ્ધ હોવાથી જાતિ અને વચનના ભેદથી વસ્તુનો ભેદ માને છે અને નામ, સ્થાપના અને દ્રવ્ય–એ ત્રણ નિક્ષેપોને માનતા નથી આ પ્રમાણે ઋજુસૂત્ર નયની પ્રરૂપણા છે

વિશેષ જે નયથી વર્ત્તમાન પર્યાય માત્ર જે ગ્રહણ કરવામા આવે તેને ઋજુસૂત્ર નય કહેવાય છે, જેમકે દેવને દેવ અને મનુષ્યને મનુષ્ય રૂપે

ભદ્ર નયચદ્ર હવે પાચમા શબ્દ નયનુ સ્વરૂપ સાભળો, અર્થને ગાણપણાથી અને શબ્દને મુખ્યપણાથી જે માનવામા આવે, તે **શબ્દનય** કહેવાય છે, આ નય વર્ત્તમાન વસ્તુને ઋજુસૂત્રથી વિશેષ માને છે પુલિંગ, સ્ત્રીલિંગ અને નપુસક એ ત્રણ જાતિ ભિન્ન હોવાથી તેની વાચ્યતા તે નય ભિન્ન માને છે વળી તે એકવચન, દ્વિવચન અને બહુવચન–એ વચનના ભેદને લઈને અભિધેય–અર્થમા પણ ભેદ માને છે આકાશ પુષ્પની જેમ કાર્યસાધક ન હોવાથી નામ, સ્થાપના અને દ્રવ્યનિક્ષેપને તે નય માનતો નથી, આ નય પાછલના નયથી શુદ્ધ હોવાને લઈને વિશેષપણે મનાય છે સમાન લિંગ તથા વચનવાળા ઘણા શબ્દોનો એકજ અભિધેય શબ્દનય માને છે જેમ ઈંદ્રને શક્ર, પુરદર વિગેરે નામથી કહે છે, તે શબ્દનય છે

ભદ્ર નયચદ્ર, આ શબ્દનયને તમારા ધ્યાનમા રાખજો જો શબ્દનયની પ્રવૃત્તિ બરાબર લક્ષમા રાખી હોય તો માનવ હૃદયમાથી કેટલીએક શકા દૂર થઇ જાય છે અને તેથી સિદ્ધાતનુ સ્વરૂપ યથાર્થ રીતે સમજાય છે

**નયચદ્ર**—ભગવન્, એ વાત સત્ય છે આપના મુખથી શબ્દ નયનુ સ્વરૂપ સાભળ્યા પછી મારી કેટલીએક શકાઓ દૂર થઇ ગઇ

છે આપનો ઉપદેશરૂપી શીતલચંદ્ર મારી શંકાઓના અંધકારને દૂર કરતો જાય છે

આનંદસૂરિ હૃદયમાં પ્રસન્ન થઈને બોલ્યા—ભદ્ર નયચંદ્ર પર્યાયાર્થિક નયનો ત્રીજો ભેદ સમભિરૂઢ નય છે તે સાત નયોમાં છઠો નય ગણાય છે એક વસ્તુનું સંક્રમણ જ્યારે બીજી વસ્તુમાં થાય, ત્યારે તે વસ્તુ અવસ્તુ થઈ જાય છે આ મત સમભિરૂઢ નયનો છે આ નય એવું પણ માને છે કે, વાચકના ભેદથી વાચ્ય—અર્થનો પણ ભેદ થાય છે જેમકે, ઇંદ્ર એ શબ્દરૂપ વસ્તુનું સંક્રમણ શક્ર શબ્દમાં થાય, ત્યારે ઇંદ્ર વાચક શબ્દ જુદો થાય છે, એટલે ઇંદ્ર શબ્દનો અર્થ ઐશ્વર્યવાલો, શક્ર શબ્દનો અર્થ શક્તિવાલો અને પુરંદર શબ્દનો અર્થ શત્રુના નગરને નાશ કરનારો થાય છે તે બધા શબ્દો ઇંદ્ર વાચક છે, પણ તેના વાચ્ય—અર્થ જુદા જુદા હોવાથી તે જુદા જુદા છે, એમ સમભિરૂઢ નય માને છે

જિજ્ઞાસુ—ભગવન્, કદિ એ બધા શબ્દોનો એકાર્થ માને તો તેમાં શો દોષ આવે ?

સૂરિવર—વત્સ જિજ્ઞાસુ, જો એ બધા શબ્દોનો એકાર્થ માને તો તેમાં અતિ પ્રસંગ દૂષણ આવે, અને તે દૂષણને લઈને ઘટપટ વગેરે શબ્દોને પણ એક અર્થ થવાનો પ્રસંગ આવે, અને જ્યારે તે પ્રસંગ ઘટે તો પછી ઇંદ્ર શબ્દ અને શક્ર શબ્દનો એકજ અર્થ થાય અને તે એક અર્થ હોવાથી ઇંદ્ર એ ઐશ્વર્યને જણાવનાર શબ્દ શકન—શક્તિને જણાવનારા શક્ર શબ્દમાં સંક્રમિત થવાથી તે બંને એકરૂપ થઈ જાય, તો તે શબ્દની ખુબી ઉડી જાય છે, તેથી તેમ થવું ન જોઈએ, કારણ કે, ઇંદ્ર શબ્દનો અર્થ જે ઐશ્વર્ય વાચક છે, તે શક્તિ અર્થને જણાવનારા શક્ર શબ્દના અર્થનો પર્યાય થઈ શકે નહીં જો એમ થાય તો સર્વ પર્યાયોની અંદર સંકર ( મિશ્રણ ) પણાનો દોષ આવે અને તે આપનેજ અતિ પ્રસંગ દૂષણ કહે છે

જિજ્ઞાસુ, ભગવન્ મારા હૃદયની શંકા દૂર થઈ ગઈ છે અને

સમભિરૂઢનયનું યથાર્થ સ્વરૂપ મારા સમજવામા આવ્યુ છે

**નયચદ્ર**—સુરિવર્ય, આ સમભિરૂઢનય ઉપરથી મને ઘણો વિલક્ષણ બોધ થઇ આવ્યો છે મારા શકાશીલ સ્વભાવને લઇને કોઈ કોઈ શબ્દાર્થ સમજવામા મને ગુચવડ પડતી હતી, તે હવે કદિ પણ પડશે નહીં

**સૂરિવર** પ્રસન્ન થઈને બોલ્યા—ભદ્ર નયચદ્ર, હવે સાતમા એવભૂતનયનુ લક્ષણ કહુ, તે તમે ઉપયોગ રાખી સાભળો—પર્યાયાર્થિક નયનો ચોથો ભેદ અને બધા નયનો સાતમો નય એવભૂતનય કહેવાય છે, **एवभूत** એ નયનો શબ્દાર્થ એવો છે કે, ' **एवं** ' એટલે એવી રીતે **भूत** એટલે પ્રાપ્ત હોવુ," તે **एवभूत** કહેવાય છે અર્થાત્ '**एव किं भूत**' એવી રીતે શુ થયુ, ? એમ દર્શાવવુ, તે **એવભૂત** નય છે જે પદાર્થ ક્રિયાવિશિષ્ટ પદથી કહેવાતો હોય, તે ક્રિયાનો કર્તા જે પદાર્થ તે એવભૂતનય કહેવાય છે એ નય એવભૂત વસ્તુનો પ્રતિપાદક છે, તે છતા તેને ઉપચારથી **એવભૂત** કહે છે અથવા **एव** શબ્દથી ચેષ્ટા—ક્રિયા વગેરે પ્રકાર લેવાય છે અને તદ્વિશિષ્ટ વસ્તુનો જે સ્વીકાર તે પણ **એવભૂત**નયમા આવે છે એટલે ઉપચાર વિના પણ તેની વ્યાખ્યા થઇ શકે છે શબ્દ અને તેના અર્થ—ને બનેનો નિયતપણે સ્થાપન કરે, ત્યા **એવભૂત**નયની પ્રવૃત્તિ છે જેમકે, **घट** એ શબ્દમા ' **घट** ' ધાતુ છે, અને તેનો અર્થ ચેષ્ટા કરવી થાય છે, એટલે જે સ્ત્રીના મસ્તક ઉપર આરૂઢ થઇ ચેષ્ટા કરે તે **घट** કહેવાય છે જે ચેષ્ટા ન કરે તે ઘટ પદનો વાચ્ય—અર્થ નહીં જે ઘટ એ પદનો વાચક શબ્દ ચેષ્ટા રહિત હોય, તે ઘટ કહેવાય નહીં અને ઘટનો વાચક શબ્દ પણ નહીં આ પ્રમાણે જે માનવુ, તે સાતમો **એવભૂતનય** કહેવાય છે

ભદ્ર નયચદ્ર, આ પ્રમાણે દ્રવ્યાર્થિકના ત્રણ ભેદ અને પર્યાયાર્થિકના ચાર ભેદ મલી સાત નય કહેવાય છે એ સાતે નયનુ સ્વરૂપ મે તમને દર્શાવ્યુ છે, દરેક વસ્તુના સ્વરૂપને પ્રતિપાદન કરવામા એ

સાત નયનો ઉપયોગ થાય છે જો યથાર્થ રીતે એ સાત નયનુ સ્વ રૂપ સમજી દરેક જ્ઞેય વસ્તુની અદર તે સાતે નયને બરાબર ઘટાવ્યા હોય, તો તે જ્ઞેય વસ્તુ સ્પષ્ટ રીતે સમજાય છે

નયચદ્ર વિનયથી બોલ્યો—ભગવત્ આપે કહેલ સાત નયનુ સ્વ રૂપ મારા સમજવામા આવ્યુ, તથાપિ તે બીજી જ્ઞેય વસ્તુમા કેવીરી તે ઘટાવી શકાય? તે મને સમજાવો, અને તે ઉપર શાસ્ત્રીય અને લૌકિક બન્ને દૃષ્ટાંતો આપો

**સુબોધા**—ભગવન્, મારી પણ એજ ઈચ્છા હતી

**જિજ્ઞાસુ**—પૂજ્યપાદ મહાનુભાવ, મારા પિતાએ જે પ્રાર્થના કરી છે, તે પ્રાર્થનાને મારૂ પણ અનુમોદન છે તેમના આ વચનો સાભળી સૂરિવર શાત સ્વરથી બોલ્યા—હે ભવ્ય આત્માઓ, તે વિષે આવતી કાલે હુ તમોને સમજાવીશ આજે તો વ્યાખ્યાન પૂર્ણ કરવાનો સમય થઈ ગયો છે

પછી આદીશ્વર ભગવાનૂના જયધ્વનિ સાથે શ્રાવક નયચદ્ર પોતાના કુટુબ સાથે સૂરિવરને વદના કરી ત્યાથી પ્રસાર થયો મહાનુભાવ સૂરિવર પણ પોતાના મુનિધર્મની ક્રિયામા પ્રવર્ત્યા હતા

તલેટીના પવિત્ર પ્રદેશમાથી પ્રસાર થતા નયચદ્ર, સુબોધા અને જિજ્ઞાસુ પરસ્પર સૂરિવરના વ્યાખ્યાન વિષે વાતો કરતા હતા અને તેમના વ્યાખ્યાનની પ્રશસા કરી ઉત્તમ પ્રકારની ભાવના ભાવતા હતા





## યાત્રા ૬ ઠી.



વિત્ર સિદ્ધગિરિની તળેટીમા ચતુર્વિધ સંઘનો સમુદાય એકઠો થયો હતો સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ તીર્થરાજની તળેટીમા એકત્ર થઇ દેવવંદના કરતા હતા આ વખતે નીચેપ્રમાણે ઉદ્‌ગારો નીકળતા હતા

“ ભગવન્, ત્રૈલોકયતારણ, અશરણ શરણ, પરમાત્મા, પરમેશ્વર, જગન્નયાધાર, કૃપાવતાર, મહિમાનિધાન, સર્વજ્ઞ, સર્વ જંતુ તારક, ભવભય નિવારક, અનાથનાથ, શિવપુર સાથ, પરમ દયાળુ, વચન રસાળ, જગદુપકારી, નિગ્રંથ પંથપાલક, સર્વજીવહિતકારક, અનંત જ્ઞાનમય, અનંત દર્શનમય, અનંત ચારિત્રમય, અનંત તપોમય, અનંત દાનમય, અનંત વીર્યમય, અનંત લાભમય, અનંત ભોગમય, અનંત ઉપભોગમય, કષાયરહિત, સર્વગુણસંપન્ન, નિર્દોષ એવા આપ જય પામો ”

પ્રભુસ્તુતિના આવા પવિત્ર ધ્વનિઓથી તળેટીનો પ્રદેશ ગાજી ઉઠતો હતો આ સમયે સૂરિવર તીર્થયાત્રા કરી પોતાના વિશ્રાંતિ સ્થાનમા આવ્યા, એટલે નયચંદ્ર પોતાના કુટુંબ સાથે તે સ્થળે આવ્યો સકુટુંબ નયચંદ્રે સૂરિવરને વિધિસહિત વંદના કરી સમય થયો એટલે આનંદમય આનંદસૂરિએ પોતાના વ્યાખ્યાનનો આરંભ કર્યો-પ્રથમ નીચે પ્રમાણે મંગલાચરણ કર્યું —

मुक्तिस्त्रीभालतिलकः चेतःकैरवचन्द्रमाः ।
श्रीमानादीश्वरो जीयात् तीर्थराज शिरोमणिः ॥१॥ ,

મુક્તિરૂપી સ્ત્રીના લલાટનુ તિલકરૂપ, ચિત્તરૂપી ચોયણાને ખીલવવામા ચદ્રસમાન અને તીર્થરાજ સિદ્ધગિરિના શિરોમણિરૂપ શ્રી આદીશ્વર ભગવાન્ જય પામો,

આ પ્રમાણે મ ગળાચરણ કર્યા પછી સૂરિવર પ્રસન્નવદને બોલ્યા—ભદ્ર નયચ દ્ર, શ્રાવિકા સુબોધા અને વત્સ જિજ્ઞાસુ, તમોને પ્રથમ કહેલા સાતનય વિષે કેટલીએક સમજૂતી આપી છે, અને આજે તે વિષે બીજા શાસ્ત્રીય અને લૌકિક દષ્ટાતો આપી વધારે ખુલાસો કરીશ, તે તમે એક ચિત્તે શ્રવણ કરજો મે તમોને જે સાતનય સમજાવ્યા, તેમા નિશ્ચય અને વ્યવહાર—એ બે મૂલનય છે એ સાતેનયમા જે પેહેલા છ નય છે, તે વ્યવહારમા છે અને છેલ્લો જે એવભૂતનય તે નિશ્ચયમા આવે છે તેમા વળી એક બીજી વાતપણ ખાસ જાણવા જેવી છે, છ નયે જે કાર્ય છે, તે અપવાદે કારણરૂપ છે અને સાતમે એવભૂતનયે જે કાર્ય છે તે ઉત્કૃષ્ટે ઉત્સર્ગે નિશ્ચય કાર્યરૂપ છે, તેથીજ પહેલા છ નયને વ્યવહારમા ગણ્યા છે અને સાતમો કાર્યરૂપ જે એવભૂતનય તેને નિશ્ચયમા ગણ્યો છે

જિજ્ઞાસુએ વિનયથી કહ્યુ, ભગવન્, એ સાત નયમા દ્રવ્ય અને ભાવ લાગુ પડે કે નહીં ?

સૂરિવર—ભદ્ર, દ્રવ્ય અને ભાવ તેમા પણ લાગુ પડે છે એટલે દ્રવ્યનય અને ભાવનય એવા નામ પણ તેઓને આપી શકાય છે

નયચ દ્ર—ભગવન્, તેઓમા દ્રવ્યનય કયા ? અને ભાવનય કયા ? તે કૃપા કરી સમજાવો

સૂરિવર—ભદ્ર નયચ દ્ર, તે વિષે કેટલાએક વિદ્વાનોનો જુદો જુદો મત છે, તથાપિ એક દર રીતે તેમનો આશય એકજ છે

નયચ દ્ર—મહારાજ, તે કેવી રીતે છે ? તે જણાવો

સૂરિવર—ભદ્ર, શ્રી જીનભદ્ર ગણિ ક્ષમાશ્રમણજી મહારાજ ૧ નૈગમ, ૨ સગ્રહ, ૩ વ્યવહાર, અને ૪ ઋજુસૂત્ર—એ ચાર નયમા નામ, સ્થાપના અને દ્રવ્ય—એ ત્રણ નિક્ષેપા દ્રવ્યાસ્તિકપણે રહેવા

છે, અને શબ્દાદિક ત્રણ નય પર્યાયાસ્તિકપણે ભાવનિક્ષેપમા રહેલા છે એમ કહે છે, અને શ્રી સિદ્ધસેન દિવાકરજી મહારાજ પ્રથમના ત્રણ નયમા દ્રવ્યાસ્તિપણે ત્રણ નિક્ષેપા અને ઋજુસૂત્ર વગેરે ચાર નય પર્યાયાસ્તિકપણે એક ભાવ નિક્ષેપમા રહેલા છે—એમ કહે છે, આ પ્રમાણે તેમના જુદા જુદા મત છે, તથાપિ તેમનો આશય એકજ છે, અને બન્ને આચાર્ય મહારાજોનુ વચન પ્રમાણ છે

**નયચદ્ર**—મહારાજ, એ કેવી રીતે ?

**સૂરિવર**—ભદ્ર નયચદ્ર, વસ્તુની ત્રણ અવસ્થા કહેવાય છે ૧ **પ્રવૃત્તિ, સકલ્પ અને પરિણતિ** જે વસ્તુની અદર યોગ વ્યાપારરૂપ ક્રિયા છે, તે પ્રવૃત્તિ કહેવાય છે ચેતનાના યોગ સાથે મનનો વિકલ્પ તે સકલ્પ, અને પરિણામ રૂપાતર પામવુ તે પરિણતિ કહેવાય છે, તેથી કોઈ આચાર્ય પ્રવૃત્તિ ધર્મ અને સકલ્પ ધર્મ એ બનેને ઔદયિક મિશ્રિતપણાને લઈને દ્રવ્ય નિક્ષેપો કહે છે, અને જે વસ્તુનો પરિણતિ ધર્મ છે, તેને ભાવનિક્ષેપો કહે છે કોઇ આચાર્ય તો વિકલ્પ તે જીવની ચેતના માટે તેને ભાવ નયમા ગવેષે છે, અને પ્રવૃત્તિને વ્યવહાર નયમા માને છે, સકલ્પને ઋજુસૂત્ર નયમા ગણે છે અને પરિણતિમા જે એકવચન પર્યાયરૂપ તે શબ્દ નય ગણે છે, વળી બીજા નયને માટે એમ પણ માને છે કે, સકલ્પવચનપર્યાયરૂપ તે સમભિરૂઢ નય, વચન તથા અર્થના સપૂર્ણ પર્યાયરૂપ તે એવભૂત નય છે, અને તે ત્રણ શુદ્ધ ગણાયછે

આ વખતે નયચદ્રે શકા કરી—" ભગવન્, શુદ્ધ નય અને અશુદ્ધ નય શુ, તે વિવેચનપૂર્વક ઘટાવી સમજાવો

**સૂરિવર**—ભદ્ર નયચદ્ર, નિશ્ચય અને વ્યવહાર નય જે કહેવાય છે, તેમા વ્યવહાર નયના ભેદ થઈ શકે છે અશુદ્ધ વ્યવહાર અને શુદ્ધ વ્યવહાર તેમા અશુદ્ધ વ્યવહારના પાચ ભેદ છે ૧ અશુદ્ધ વ્યવહાર, ૨ ઉપચરિત વ્યવહાર, ૩ અશુભ વ્યવહાર, ૪ શુભ વ્યવહાર અને ૫ અનુપચરિત વ્યવહાર, આપણા શરીરમા જે જીવ છે, તે જીવને જે રાગ, દ્વેષ, અજ્ઞાનરૂપ અશુદ્ધતા અનાદિ કાલથી

લાગી રહેલી છે, તે જીવ અશુદ્ધ વ્યવહાર નયે છે, અને એ અશુદ્ધ તાની ચીકાશને લઈને જીવને પ્રકૃતિરૂપ સત્તાપણે કર્મરૂપ દલિયા રહેલા છે, તે જો કે સંગ્રહ નયને મતે છે, તથાપિ તે વ્યવહારરૂપે જાણવાના છે, જે જીવે અતીત કાલે કર્મના દલિયા ગ્રહણ કરેલા હતા, અને ભવિષ્યકાલે તે ભોગવવાના છે, અને વર્ત્તમાનકાલે સત્તાએ રહી પ્રવર્ત્ત છે વળી તે દલિયા સ્થિતિ પાકે વ્યવહાર નયે ઉદયરૂપ ભાવે, અજ્ઞાનપણે ઉપયોગ વિના એકેન્દ્રિય, વિકલેન્દ્રિય વગેરે સંમૂર્છિમ જીવો ભોગવે છે, તે ઉદય ભાવરૂપ વ્યવહાર નય કહેવાય છે તાત્પર્ય એ છે કે, અશુદ્ધ વ્યવહાર નયમા નૈગમ, સંગ્રહ અને વ્યવહાર—એ ત્રણ નય પ્રવર્ત્ત છે

અશુદ્ધ વ્યવહારનો બીજો ભેદ ઉપચરિત વ્યવહાર નય કેવી રીતે છે, તે જાણવા જેવુ છે, જે જીવ આ સંસારના દરેક પદાર્થો જેવા કે ઘર, હાટ, મકાન, ભાઇ, પિતા, સ્ત્રી, કુટુંબ, પરિવાર, ગ્રામ ગરાસ, દાસ, દાસી, લક્ષ્મી વિગેરે કે જે પ્રત્યક્ષપણે તેનાથી જુદા છે, છતા પોતે તેનો સ્વામીરૂપ કર્ત્તા થઇ પ્રવર્ત્ત છે, અને ઋજુસૂત્ર નયના ઉપયોગ સાથે વર્ત્ત છે, તે ઉપચરિત વ્યવહાર નય કર્ત્તા કહેવાય છે, અને તેની ચીકાશથી જીવ અશુભ કર્મરૂપી દલિયા ગ્રહણ કરે છે, તે ગ્રહણ કરવા—તે રૂપ વ્યવહાર નય છે, અને કોઇ જીવ ચૈત્ય ઉપાશ્રય તથા જ્ઞાનના ઉપકરણો વગેરે સારા પદાર્થો કે જે તેનાથી ભિન્ન છે, છતા જીવ તે ઉપર પોતાનુ સ્વામીત્વ માને તે પણ ઉપચરિત વ્યવહાર નય છે, અને તે શુભ સાધનોની ચીકાશથી શુભ કર્મરૂપ દલિયા ગ્રહણ કરે છે, તે ગ્રહણ કરવારૂપજ વ્યવહાર નય સમજવો ઉપચરિત વ્યવહાર નયે કરી શુભાશુભ રૂપ બે પ્રકારે દલીયાનુ ગ્રહણ કરી તે દલિયા જીવે પોતાની પ્રકૃતિરૂપ સત્તાપણે બાંધ્યા છે, તે સંગ્રહ નયના મતે છે, પણ તે વ્યવહારરૂપ ગણાય છે, અને નૈગમ નયના મત પ્રમાણે જીવે ભૂતકાલે જે દલિયા ગ્રહણ કર્યા હતા, અને આવતે ભવિષ્યકાલે ભોગવશે, તથા વર્ત્તમાનકાલે પ્રકૃતિરૂપ સત્તાપણે રહ્યા છે, તે નૈગમ નય જાણવો અને વ્યવહાર નયને મતે તે દલિયા સમય

ર્ત્વ ધારી જીવ ઉદયરૂપ ભાવે ઉદાસપણે ભિન્નરહી ભોગવે છે, તેમા ભોગવવારૂપ તે કોઈ વ્યવહાર નય સમજવો, અને જે મિથ્યાત્વી જીવ ઋજુસૂત્રના ઉપયોગ સાથે માહે મલી ભોગવે છે, તે બાધકરૂપ વ્યવહાર નય સમજવો આ પ્રમાણે ઉપચરિત વ્યવહાર નયમા નૈગમ, સગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર—એ ચાર નય જાણી લેવા

ભદ્ર નયચદ્ર, ત્રીજો ભેદ જે અશુભ વ્યવહાર છે, તેનુ સ્વરૂપ સાભલો, જે જીવ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, નિંદા, ઈર્ષ્યા ચાડી, હિંસા, મૃષા અદત્ત, મૈથુન ઈત્યાદિક અનેક પ્રકારે વિવાહ વા જિમ વિગેરે વ્યાપાર વાણિજ્યરૂપ કરણી ઋજુસૂત્રના ઉપયોગ સહિત કરે, તે અશુભ વ્યવહાર નય કહેવાય છે, અને તેની ચીકાશે અશુભ કર્મરૂપ દલિયાનુ ગ્રહણ કરવુ, તે ગ્રહવારૂપ વ્યવહાર નય જાણવો પૂર્વની જેમ તેમા પણ નૈગમ, સગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એ ચાર નય પ્રવર્ત્તે છે

ભદ્ર નયચદ્ર, ચોથો ભેદ શુભ વ્યવહાર નય છે, કોઈ જીવ, દાન, શીલ, તપ, ભાવ, દયા, સેવા, ભક્તિ, પૂજા, અને પ્રભાવના વ ગેરે શુભ કરણી ઋજુના ઉપયોગ સહિત કરે, તે શુભ વ્યવહાર નય અને તેની ચીકાશે શુભ કર્મરૂપ દલિયાનુ ગ્રહણ કરવુ, તે ગ્રહવારૂપ વ્યવહાર નય સમજવો તે નયમા નૈગમ, સગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર—એ ચાર નય આવી શકે છે, તે યોજના ઉપર પ્રમાણે જાણી લેવી

ભદ્ર નયચદ્ર, હવે પાચમો ભેદ જે અનુપચરિત વ્યવહાર નય છે,તેનુ સ્વરૂપ સાભલો—કોઇ જીવ ઋજુસૂત્ર નયના ઉપયોગે અજાણ પણે શરીરાદિક દ્રવ્ય કર્મરૂપ પરવસ્તુ કે જે પોતાનાથી પ્રત્યક્ષપણે જુદી છે,તેને જીવ અજ્ઞાને કરી પોતાની જાણેછે અને પોતાના શરીરને વિષે જીવ બુદ્ધિ રાખે છે, તે અનુપચરિત વ્યવહાર નયથી કર્ત્તા છે, એમ સમજવુ, અને તે અનુપચરિત વ્યવહાર નયમા નૈગમ, સગ્રહ વ્યવ હાર અને ઋજુસૂત્ર એ ચાર ઘટાવી શકાય છે

સૂરિવર—નયચંદ્ર સાભળો, પોતાના આત્માની સિદ્ધસમાન સત્તા જે આગળ ઓળખી હતી તે શુદ્ધ નિર્મળપણે પ્રગટ કરી છે, એ સંગ્રહ નયનો મત છે, આઠ રુચક પ્રદેશ જે આગળ આવરણ ર હિત હતા, તે તેવાને તેવાજ વર્તે છે, એ નૈગમનયનો મત છે, અંતર કરણીરૂપ સ્વરૂપમા રમવારૂપ ક્રિયા કરે છે, અને બાહ્ય કરણીરૂપ ક્રિયા પણ સાચવે છે, એ વ્યવહાર નયને મતે છે, જે શુદ્ધ ઉપયોગમા વર્તે છે, તે ઋજુસૂત્રનયને મતે છે ક્ષાયિક સમ્યક્ત્વરૂપ ગુણ પ્રગટ્યો છે, તે પણ પોતાની પાસે છે તે શબ્દનયને મતે છે, અને શુક્લ ધ્યાનરૂપ શ્રેણીની ભાવના બીજા તથા ત્રીજા પાયાની અંતરાલે રહી વર્તે છે, એ સમભિરૂઢ નયને મત છે, એ રીતે શ્રેણીભાવ પર્યંત કેવલી ભગવાનના સ્વરૂપમા ઉપરથી વ્યવહાર દૃષ્ટિએ તો એક સમભિરૂઢ નય કહેવાય છે, અને અંતરંગ નિશ્ચય દૃષ્ટિએ જોતા તો [illegible] ણી લેવા, આ પ્રમાણે સમભિરૂઢનયને મતે શુદ્ધ વ્યવહાર[illegible] પ કહેલુ છે ભદ્ર નયચંદ્ર, આ સ્વરૂપ તમે તમારા [illegible] રજો, હવે હુ તમને શુદ્ધ નિશ્ચય વ્યવહારનુ સ્વરૂપ [illegible] વધાન થઇ સાભળો જે એવંભૂતનયને મતે અષ્ટકર્મનો [illegible], અષ્ટ ગુણસ પન્ન લોકને અંતે વિરાજમાન છે, અને [illegible] ભાગે વર્તે છે, એવા સિદ્ધ પરમાત્મા તે શુદ્ધ નિશ્ચય [illegible] તેની અંદર સાતે નયની પ્રાપ્તિ થાય છે સિદ્ધ [illegible] ચક પ્રદેશ કે જે ભુતકાલે નિરાવરણ હતા ભવિષ્ય[illegible] હેશે, અને વર્તમાનકાળે નિરાવરણ રહે છે, તે [illegible] પોતાના આત્માની સત્તા અંતરંગ શુદ્ધ નિર્મલ [illegible] હતી તેવીજ નિરાવરણપણે પ્રગટ કરેલી છે, તે બીજા [illegible] મત છે, જે પટગુ સ્વભાવે પ્રતિસમય નવનવા જ્ઞેયની [illegible] પર્યાયનો ઉત્પાદ વ્યય થઇ રહ્યો છે, તે ત્રીજા વ્યવહાર [illegible] છે, જે સિદ્ધ પરમાત્મા પોતાના પારિણામિક ભાવે કરી [illegible] રમા સદાકાલ વર્તે છે, તે ચોથા ઋજુસૂત્ર [illegible] છે, જે આ[illegible] ત જીવ—અજીવની વહેચણ કરી ક્ષાયિક [illegible] રૂપ પ્રગટ્યો

છે, તે પણ પોતાની પાસે છે તે પાચમા શબ્દનયને મતે છે, જે અન ત ચતુષ્ટયરૂપ લક્ષ્મી પ્રગટ કરી છે, તે પણ પોતાની પાસે છે તે ઠ ઠો સમભિરૂઢ નય છે સિદ્ધ પરમાત્મા અષ્ટકર્મનો ક્ષય થતા અષ્ટ ગુણ પ્રગટ કરી લોકને અતે વિરાજમાન વર્તે છે, તે એવભૂતનય નો મત છે, એવી રીતે સિદ્ધના સ્વરૂપમા અ તર ગ દૃષ્ટિએ જોતા કાર્ય રૂપ સાતે નય પ્રાપ્ત થઇ શકે છે, અને ઉપરથી વ્યવહાર દ્રષ્ટિએ જોતા તો એક એવભત આવી શકે છે

ભદ્ર નયચ દ્ર, આ પ્રમાણે જુદી જુદી રીતે સાતનયની યોજના થઈ શકે છે, આ વાત તમારા હૃદયમા સ્થાપિત કરી તેનુ મનન કરજો

આ વખતે જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો—ભગવન્, એ સાત નયની ધર્મના કયા પદાર્થ ઉપર લગાડવી ઉત્તમ છે ? અને તેમાથી કઈ કઈ બાબત જાણવા યોગ્ય છે, તે કૃપા કરી સમજાવો

સૂરિવર આન દ પૂર્વક બોલ્યા—ભદ્ર, પ્રથમ તો છ દ્રવ્યમા સાતે નય ઘટાડવા જોઇએ જેમકે આકાશ પ્રદેશ છે, તેની અદર સાતે નય પ્રવર્ત્તે છે આકાશ પ્રદેશ એક છતા નૈગમનયના મતે તે છ દ્રવ્યોથી મિશ્રિત છે સ ગ્રહ નયને મતે એક કાલ દ્રવ્ય અપ્રદેશી છે, કારણકે, સર્વ લોકમા તેનો એક સમય વ્યાપી રહેલો છે, તેથી તે આકાશ પ્રદેશમા કાલ જુદો નથી, માટે સ ગ્રહ નયને મતે એક કાલ દ્રવ્ય વિના બાકીના પાચ દ્રવ્યનો એ પ્રદેશ કહી શકાય છે તથા વ્ય વહારનયને મતે જે દ્રવ્ય એમા મુખ્ય દેખાય છે, તે દ્રવ્યનો એ પ્ર દેશ કહેવાય છે, તથા ઋજુસૂત્રનયને મતે જે સમયે જે દ્રવ્યનો ઉપ યોગ આપી પુછાય તે સમયે તે પ્રદેશ તેજ દ્રવ્યનો કહેવાય છે

જિજ્ઞાસુ—ભગવન્ તે વાત મારા સમજવામા આવી નહીં માટે તે બરાબર દાખલો આપી સમજાવો

સૂરિવર—ભદ્ર જિજ્ઞાસુ, સાભળ—જો ધર્માસ્તિકાયનો ઉપયો આપી પુછવામા આવે, તો તે ધર્માસ્તિકાયનો પ્રદેશ કહેવાય છે, અ જો અધર્માસ્તિકાયનો ઉપયોગ આપી પુછીએ, તો તે અધર્માસ્તિકાયને

પ્રદેશ કહેવાય છે, એવી રીતે જે સમયે જે દ્રવ્યનો ઉપયોગ આપી પુછવામા આવે, તે સમયે તે પ્રદેશ તે દ્રવ્યનો કહેવામા આવે છે

જીજ્ઞાસુ, ભગવન્, હવે મારા સમજવામા આવ્યુ આપ કૃપા કરી એ વિષયને આગળ ચલાવો

સૂરિવર—ભદ્ર, વળી અહિં એક બીજી વાત પણ યાદ રાખવાની છે કે, જે દ્રવ્યનુ નામ લઇ પુછવામા આવે, તે પ્રદેશ તે દ્રવ્યનો કહેવાય—એ શબ્દ નયના મતથી સમજવુ, એક આકાશ પ્રદેશમા ધર્માસ્તિકાયનો એક પ્રદેશ રહ્યો છે, તથા અધર્માસ્તિકાયનો પણ એક પ્રદેશ રહ્યો છે, તથા જીવ અનતાના અનતા પ્રદેશ રહ્યા છે, અને પુદ્‌ગલ પરમાણુઓ પણ અનતા રહ્યા છે—એ સમભિરૂઢ નયનો મત છે અને જે સમય જે પ્રદેશ જે દ્રવ્યના ક્રિયા ગુણને અગીકાર કરતો દેખવામા આવે તે સમય તે પ્રદેશ તે દ્રવ્યનો ગણાય છે—એ એવભૂત નયનો મત છે

ભદ્ર નયચદ્ર, આ પ્રમાણે એક આકાશ પ્રદેશમા છ દ્રવ્યનુ સ્વરૂપ સાત નયથી જાણી શકાય છે, અને તે જાણવાથી વસ્તુના સ્વરૂપનો નિ શક બોધ પ્રાપ્ત થાય છે

આ વખતે શ્રાવિકા સુબોધાએ પ્રશ્ન કર્યો—ભગવન્, આપે તે સાત નયને જેવી રીતે વસ્તુ—સ્વરૂપમા ઘટાવો છો ? તેવી રીતે લૌકિક વાર્ત્તાના દ્રષ્ટાતમા ઘટાવો તો વિશેષ સમજૂતી પડે

સૂરિવર—ભદ્રે, તે વિષે એક લૌકિક દ્રષ્ટાત કહેવાય છે, તે સાભળો—ધર્મચદ્ર અને કર્મચદ્ર નામે બે મિત્રો હતા, તેઓ હમેશા સ્વધર્મમા તત્પર અને તત્ત્વ શોધક હતા એક વખતે તેઓ કોઈ જૈન મુનિની કથા શ્રવણ કરવાને ઉપાશ્રયમા ગયા, તે વખતે તે વિદ્વાન્ જૈન મુનિએ સાત નયનુ સ્વરૂપ સમજાવવા માડ્યુ, તેમણે નયનુ સ્વરૂપ એવી શુદ્ધ રીતે પ્રરૂપ્યુ કે, જે સાભળીને ધર્મચદ્ર અને કર્મચદ્ર બનેને સાતે નયના સ્વરૂપનુ ઘણુ ઉત્તમ જ્ઞાન થઇ આવ્યુ, ત્યારથી તેઓ બને દરેક વસ્તુ અને વાર્ત્તામા સાત નયનુ સ્વરૂપજ

ઘટાવવા લાગ્યા, અને તેનુ મનન કરવા લાગ્યા, ઘણી વાર તો તેઓ તે વિષયની ચર્ચા કરતા અને પરસ્પર પ્રશ્નોત્તર કરતા હતા

એક વખતે તે બ ને મિત્રો સાત નયની વાર્ત્તા કરતા હતા, તેવામા એક આર્હત તત્ત્વ જ્ઞાનને જાણનાર વિદ્વાન્ શ્રાવક આવી ચડયો, તે બ ને મિત્રોને સાત નયની વાર્ત્તા કરતા સાભળી તેણે તેમને પ્રશ્ન કર્યો—ભદ્ર, તમે સાત નયનુ સ્વરૂપ યથાર્થ રીતે જાણ્યુ છે? અને તેનુ બરાબર મનન કરેલુ છે?

ધર્મચદ્ર અને કર્મચદ્રે ઉત્સાહથી ઉત્તર આપ્યો—એક વિદ્વાન્ મુનિના વ્યાખ્યાનથી અમોને સાત નયનુ યથાર્થ જ્ઞાન થયેલુ છે

તે વિદ્વાન આશ્ચર્ય પામી બોલ્યો—ભદ્ર તમે તે મુનિ પાસે ભણ્યા હતા કે માત્ર સાભળીને જાણ્યુ છે?

બ નેએ કહ્યુ, માત્ર એકજ વાર તેમનુ વ્યાખ્યાન સાભળી અમારા હૃદયમા તે સાત નયનુ સ્વરૂપ સારી રીતે સમજવામા આવ્યુ છે

વિદ્વાન્ સશ ક હૃદયે બોલ્યો—ભદ્ર, એમ બનેજ નહીં, એક વાર વ્યાખ્યાન સાભળવાથી સાત નયનુ યથાર્થ જ્ઞાન થઈ શકેજ નહીં, જો તમે તે સાત નયનુ સ્વરૂપ યથાર્થ રીતે જાણતા હો તો જે હુ પુછુ, તેનો ઉત્તર આપો

ધર્મચદ્ર પ્રસન્ન થઈને બોલ્યો—ભદ્ર, ખુશીથી પુછો અમે તેનો યથામતિ ઉત્તર આપીશુ

હે નયચદ્ર, આ પ્રમાણે જ્યારે ધર્મચદ્રે કહ્યુ, એટલે પેલા વિદ્વાન્ શ્રાવકે તેને જે પ્રશ્ન કર્યો હતો, તે તમે સાવધાન થઈને સાભળો—તે વિદ્વાને પુછયુ, ભદ્ર ધર્મચદ્ર, તમે કયા રહો છો?

ધર્મચદ્ર—હુ આ લોકમા રહુ છુ

વિદ્વાન્—લોક તો ત્રણ છે, તેમા કયા લોકમા રહો છો?

ધર્મચદ્ર—હુ તિર્છા લોકમા રહુ છુ

વિદ્વાન્—તે લોકમા તો અસ ખ્યાતા દ્વીપ અને અસ ખ્યાતા સમુદ્રો છે, તેમા તમે કયા દ્વીપમા રહો છો?

**ધર્મચંદ્ર**—હુ જબૂદ્વીપમા વસુ છુ

**વિદ્વાન્**—જબૂદ્વીપમા ઘણા ક્ષેત્રો છે, તેમા તમે કયા ક્ષેત્રમા રહો છો ?

**ધર્મચંદ્ર**—હુ ભરતક્ષેત્રમા વસુ છુ.

**વિદ્વાન્**—ભરત ક્ષેત્રમા બત્રીશ હજાર દેશ છે, તેમા કયા દેશમા વસો છો ?

**ધર્મચંદ્ર**—હુ સૌરાષ્ટ્ર દેશમા વસુ છુ

**વિદ્વાન**—સૌરાષ્ટ્ર દેશમા ઘણા શેહેરો અને ગામો છે, તેમા તમે ક્યા શેહેરમા કે ગામમા વસો છો ?

**ધર્મચંદ્ર**—હુ પાદલિપ્ત નગરીમા રહુ છુ

**વિદ્વાન્**—તે નગરમા ઘણી શેરીઓ છે, તેમા તમે કઇ શેરીમા રહો છો ?

**ધર્મચંદ્ર**—હુ ભ્રા ભાટ શેરીમા રહુ છુ

આ પ્રમાણે કહી તે વિદ્વાને કહ્યુ, ભાઇ ધર્મચંદ્ર, આ મારા પ્રશ્નો અને તેના તમે ઉત્તર આપ્યા તેમા કયો નય ઘટે ?

ધર્મચંદ્ર સાનંદ વદને બોલ્યો—ભદ્ર, એમા શુદ્ધ નૈગમ નય ઘટે છે

હે ભદ્ર નયચંદ્ર, આ પ્રમાણે ધર્મચંદ્રનો ઉત્તર સાભળી તે વિદ્વાન્ પ્રસન્ન થયો હતો પછી તે વિદ્વાન્ ગૃહસ્થે કર્મચંદ્રની પરીક્ષા કરવાને પ્રશ્ન કર્યો ભાઇ કર્મચંદ્ર, તમારા મિત્ર આ ધર્મચંદ્રને નયસ્વરૂપનુ સારૂ જ્ઞાન છે, એવી મને પ્રતીતિ થઇ છે હવે તમારામા તે જ્ઞાન કેવુ છે ? તે જાણવાની મારી ઇચ્છા છે કર્મચંદ્ર પ્રસન્ન થઇને બોલ્યો—ભદ્ર, આપ ખુશીથી પુછો, હુ યથામતિ તેનો ઉત્તર આપીશ

વિદ્વાન્ શ્રાવક બોલ્યો—કર્મચંદ્ર, કોઈ એવુ દષ્ટાંત આપો કે, જેમા સાતે નયનુ સ્વરૂપ ઘટાવી શકાય

કર્મચંદ્ર બોલ્યો—ભદ્ર, કોઈ આસ્તિક શ્રાવક હતો, તેને કોઈ પવિત્ર પુરૂષે સંગ્રહનયને મતે પુછ્યુ કે, 'તમે કયા વસો છો?' તેણે ઉતર આપ્યો કે, 'હુ શરીરમા વસુ છુ' પછી તેણે વ્યવહારનયે પુછ્યુ કે, 'તમે કયા વસો છો?' ત્યારે તેણે કહ્યુ, 'હુ આ સંથારા ઉપર ( બીછાના ઉપર ) બેઠો છુ' પછી તેણે ઋજુસૂત્રનય પ્રમાણે પુછ્યુ, 'તમે કયા વસો છો?' તેણે કહ્યુ, 'હુ ઉપયોગમા રહુ છું' ( અહિં જ્ઞાન અજ્ઞાનનો ભેદ પાડવામા આવતો નથી ) પછી તેણે શબ્દનયનેમતે પુછ્યુ, 'તમે કયા રહો છો?' તેણે કહ્યુ, 'હુ સ્વભાવમા રહુ છુ' સમભિરૂઢનયથી પુછ્યુ, 'તમે કયા રહો છો,' તેણે કહ્યું, 'હુ ગુણમા રહુ છુ' પછી એવંભૂતનયને અનુસરીને પુછ્યુ, 'તમે કયા રહો છો?' તેણે ઉતર આપ્યો, 'હુ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ગુણમા રહુ છુ' આ પ્રમાણે એક જાતના પ્રશ્નમા સાતે નય ઘટાવી શકાય છે

ભદ્ર નયચંદ્ર, આ પ્રમાણે કર્મચંદ્રે જ્યારે ઉત્તર આપ્યો, તે સાભળી તે વિદ્વાન્ શ્રાવક ઘણોજ ખુશી થઈ ગયો, અને તેણે તે બંને મિત્રોને હૃદયથી ધન્યવાદ આપ્યો હતો

નયચંદ્ર અતિશય આનંદિત થઈને બોલ્યો—ભગવન્ આપે જે આ અવાતર કથા કહી, તે ઉપરથી મને સાતનયના સ્વરૂપને માટે ઘણોજ બોધ થયો છે હવે મારૂ હૃદય શંકારૂપ અંધકારથી રહિત થઈ ગયુ છે હુ આપના મહાન્ ઉપકારથી આક્રાંત થયો છુ

તે વખતે શ્રાવિકા સુબોધા અને પુત્ર જિજ્ઞાસુએ પણ આનંદસૂરિનો અતિ આભાર માન્યો હતો, અને તે શ્રાવક ત્રિપુટીએ ભક્તિભાવથી ગુરૂની સ્તુતિ કરી હતી

પછી નયચંદ્ર બોલ્યો—ભગવન્, આપની વ્યાખ્યાન વાણીથી સાત નયનુ સ્વરૂપ-રામાગ સમજવામા આવી ગયુ છે, તથાપિ તે

સાત નયને એકવારે જીવ ઉપર ઘટાવી સમજાવો, તો અમને વિશેષ લાભ થશે

સૂરિવર સાનંદ ચિત્તે બોલ્યા—ભદ્ર સાંભળો—આ જીવગુણ પર્યાય સહિત છે શરીરમા જીવપણુ માનવાથી બીજા પુદ્‌ગલ તથા ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય તે સર્વે જીવમા ગણાણા એ નૈગમનય સમજવો અસંખ્યાત પ્રદેશી જીવમા આકાશ પ્રદેશટાળી બાકીના સર્વ દ્રવ્ય ગણવા—એ સંગ્રહનયનો મત છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય તથા બીજા પુદ્‌ગલો ટાલ્યા, પણ પંચેદ્રિય, મન લેશ્યાના પુદ્‌ગલ છે, તે જીવમા ગણ્યા તે વ્યવહાર નયનો મત છે કહેવાનુ તાત્પર્ય એ છે કે, એ નયના મતથી એમ મનાય છે કે, જે વિષયાદિક છે, તેને તો ઇદ્રિયો ગ્રહે છે, તેથી તે જીવથી જુદા છે છતા તેને જીવની સાથે ગ્રહણ કરેલા છે જેઉપયોગવંત છે, તે જીવ છે એમ્વે સર્વ ઇંદ્રિયાદિકને જીવથી જુદા ટાળ્યા અને જ્ઞાન તથા અજ્ઞાનનો ભેદ જીવથી જુદો ટાળ્યો નહીં એ ઋજુસૂત્રનયનો મત છે નામજીવ, સ્થાપના જીવ, દ્રવ્યજીવ અને ભાવ જીવ–એ ચાર નિક્ષેપે જીવપણુ છે તેમા ગુણી કે નિર્ગુણી—એવો ભેદ ન ગણ્યો–એ શબ્દનયનો મત છે જે જ્ઞાનાદિ ગુણવંત તે જીવ એટલે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન ઇત્યાદિ સાધક સિદ્ધરૂપ પરિણામ, તે જીવનુ સ્વરૂપ છે આ પ્રમાણે જે માનવુ, તે સમભિરૂઢનયની પ્રવૃત્તિ છે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર જે શુદ્ધસત્તા માત્ર, તે જીવ છે એવીરીતેસિદ્ધ અવસ્થાના ગુણોનુ ગ્રહણ કરવુ, તે એવંભૂતનય કહેવાય છે આ પ્રમાણે જીવની અંદર સાત નયની ઘટના થાય છે ભદ્ર નયચંદ્ર, આ વિષયને તારા હૃદયમા સ્થાપિત કરી બીજી સર્વ વસ્તુઓમા તેને ઘટાવજો

વત્સ જિજ્ઞાસુ, આ વિષય તારા સમજવામા આવ્યો છે કે?

જિજ્ઞાસુ—ભગવન્, આપના પ્રસાદથી તે યથાર્થ રીતે મારા સમજવામા આવેલ છે

સૂરિવર—શ્રાવકપુત્ર, જો એ વિષય તારા સમજવામા

આવ્યો હોય તો, એ સાત નયને ધર્મના સ્વરૂપમા ઘટાવ જોઇએ

જિજ્ઞાસુ, ભગવન્, જેવી આપની આજ્ઞા આ જગત્મા સર્વે ધર્મને ચાહે છે અને તેથી સર્વ ધર્મને તેઓ ધર્મને નામે બોલાવે છે એ નૈગમનય છે જે અનાચારને છોડી કુલાચારને ધર્મ માને—એટલે જે વડિલોએ આચરેલો તે ધર્મ એમ માને, તે સગ્રહ નયનો મત છે જે સુખનુ કારણ, તે ધર્મ કહેવાય એટલે જે પુણ્યરૂપ કરણી, તે ધર્મ—એ વ્યવહાર નયનો મત છે ઉપયોગ સહિત ઉદાસ ભાવે વૈરાગ્ય રૂપ પરિણામ તે ધર્મ— એ ઋજુસૂત્ર નયનો મત છે

નયચદ્રે પ્રશ્ન કર્યો. વત્સ, 'વૈરાગ્યરૂપ પરિણામ' એ શુ ? તે બરાબર સમજાવ

જિજ્ઞાસુ, પિતાજી, હુ યથામતિ જે સમજ્યો છુ, તે કહુ છુ, વખતે મારા સમજવામા કાંઈ ભુલ થાય તો આ મહાનુભાવ સૂરિવર સુધારવા કૃપા કરશે

સૂરિવર—વત્સ, તારી બુદ્ધિ પ્રમાણે જે આવડે, તે કહે

જિજ્ઞાસુ, જે યથા પ્રવૃત્તિ કરણરૂપ પરિણામ, પ્રમુખને, ધર્મ કરી માને છે અને તે તો પેહેલે ગુણઠાણે મિથ્યાત્વીને પણ થાય—એ પ્રમાણે ઋજુસૂત્ર નયનો મત છે

સૂરિવર પ્રસન્ન થઇને બોલ્યા—વત્સ, તને ધન્યવાદ ઘટે છે તે ઋજુસૂત્ર નયનો મત ઘણી સારી રીતે સમજાવ્યો હવે આગળ ચલાવો

જિજ્ઞાસુ—જે અતરગ સત્તાગતના ભાસનરૂપ સમ્યક્ત્વ તે ધર્મ છે, એટલે જે સમ્યક્ત્વ છે, તે ધર્મનુ મૂલ છે, એમ જાણવુ, તે શબ્દનયનો મત કહેવાય છે

જીવ, અજીવરૂપ નવતત્ત્વ, ષટ્દ્રવ્ય, નય, નિક્ષેપા, પ્રમાણ, ઉત્સર્ગ, અપવાદ, નિશ્ચય, વ્યવહાર, દ્રવ્ય—ભાવનુ સ્વરૂપ જાણી જીવ સત્તાનુ ધ્યાન કરવું અને અજીવ સત્તાનો ત્યાગ કરવો, અને જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ શુદ્ધ નિશ્ચય નયના પરિણામને ધર્મ જાણે—તે

સમભિરૂઢ નયનો મત છે એ નયના મતવાળો સિદ્ધરૂપ પરિણામ તે ધર્મપણે કરી માને છે શુદ્ધ શુકલધ્યાન, રૂપાતીત પરિણામ, ક્ષપક શ્રેણી એ કર્મક્ષયના જે કારણો છે, તેને સાધન ધર્મ તરીકે જાણે અને જીવનો મૂલ સ્વભાવ મોક્ષરૂપ કાર્ય નિષ્પન્ન સિદ્ધિમા રહે તે ધર્મ માનવો, તે એવભૂત નયનો મત છે આ પ્રમાણે ધર્મની અદર સાતે નયની ઘટના થાય છે ભગવન્, આ ઘટનામા જે કોઇ દોષ હોય તો ક્ષમા આપી તેમા સુધારણા કરી મને સમજાવશો.

સૂરિવર આનદાશ્ચર્ય થઇને બોલ્યા—ભદ્ર, જિજ્ઞાસુ, તારા મુખથી ધર્મ ઉપર સાત નયની ઘટના સાભળી મને અતિ આનદ થાય છે, મને હવે ખાત્રી થઇ કે, આર્હત ધર્મના તત્ત્વજ્ઞાનનુ રહસ્ય જિજ્ઞાસુના હૃદયમા સારી રીતે સ્થાપિત થયુ છે એ ભવ્યાત્મા અલ્પ સમયમાજ આર્હત ધર્મનો ઉત્તમ અધિકારી બની માનવ જીવનની સાર્થકતા કરશે

ભદ્રનયચદ્ર, શ્રાવિકા સુબોધા અને વત્સ જિજ્ઞાસુ, હવે આજે વ્યાખ્યાન સમાપ્ત કરવાનો સમય થઇ ગયો છે, સૂરિવરના મુખમાથી એ શબ્દ નીકળતાજ આદીશ્વર ભગવાન્‌ની જય એવો ધ્વનિ પ્રગટ થયો અને તેના પ્રતિધ્વનિથી તળાટીનો પવિત્ર પ્રદેશ ગાજી ઉઠયો નયચદ્ર પોતાના કુટુબને લઇ સ્વસ્થાન પ્રત્યે ચાલ્યો





## યાત્રા ૭ મી.



આજે સૂરિવરની છેલ્લી યાત્રાનો દિવસ હતો ઉત્તમ ભાવનાઓથી ભાવિત થયેલા આનંદસૂરિ પોતાના મુનિ પરિવારને લઇ સિદ્ધગિરિના શિખર ઉપર ચડ્યા હતા યુગાદિ પ્રભુના મનોહર મંદિરમા પ્રવેશ કરી સૂરિવર સાધુ સમાજ સાથે વંદન વિધિ કરતા હતા મુનિવરોની મનોભાવના આદીશ્વર પ્રભુની પ્રતિમા સાથે લાગી રહી હતી

બીજી તરફ નયચંદ્ર પોતાના કુટુબ સાથે સિદ્ધગિરિની પવિત્ર યાત્રા કરવાને નીકળ્યો હતો સ્નાનપૂજા કરી ભક્તિ ભાવ પૂર્વક તે પ્રત્યેક ચૈત્યમા કુટુબસાથે ફરતો હતો નિત્યનો સમય થયો એટલે સૂરિવર છેલ્લી યાત્રા કરી તળેટી ઉપર આવ્યા અને નયચંદ્ર પણ પોતાના કુટુબ સાથે તે સ્થળે આવી પોહોચ્યો અને તેણે ગુરૂભક્તિનુ ગૌરવ દર્શાવી સૂરિવરની સમીપ ઉભા રહી વિધિપૂર્વક વંદના કરી

આર્હત ધર્મના યથાર્થ સ્વરૂપને જાણનારા અને ચારિત્ર ગુણોના ગૌરવને વધારનારા સૂરિવરે નીચે પ્રમાણે મંગલાચરણ કર્યું—

करामलकवद्विश्वमपश्यन् केवलश्रिया ।
अनन्तगुणपाथोधिर्जीयाद्वीरजिनेश्वरः ॥१॥

ભાવાર્થ—કેવલ જ્ઞાનની લક્ષ્મીથી આ જગતને હાથમા રહેલા નિર્મલ જલની જેમ અવલોકતા અને અનંતા ગુણોના સમુદ્રરૂપ શ્રી વીર જિનેશ્વર જય પામો ૧

હે શ્રાવક નયચંદ્ર, શ્રાવિકા સુબોધા અને વત્સ જિજ્ઞાસુ, આજે

અમારી સાતમી યાત્રા સમાપ્ત થઈ છે આવતી કાલે અહિં થી વિહાર કરવાના ભાવ છે, માટે આજે સાત નય ઉપર કાંઇ વિશેષ વિવેચન કરી એ વિષયને સમાપ્ત કરવામા આવશે જે સાત નય વિષે તમને સમજૂતી આપવામા આવી છે, તે સાત નયનુ મુખ્ય સ્વરૂપ તો તમારા જાણવામા આવ્યુ છે, હવે તે નયને માટે જૈન વિદ્વાનો જે જુદા જુદા વિચારો બતાવે છે, તે હું તમને સક્ષેપમા સમજાવુ છુ, તે તમે ધ્યાન પૂર્વક સાભળજો

ઉપર કહેલા સાત નય જો અવધારણ ( નિશ્ચય ) સહિત હોય, તો તે **દુર્નય** કહેવાય છે અને જો તે અવધારણ રહિત હોય તે **સુનય** કહેવાય છે, જ્યારે સર્વ સુનય મલે છે, ત્યારે સ્યાદ્વાદ—જૈન મત પ્રતિપાદિત થાય છે જ્યારે એ સર્વ નયોનો સગ્રહ કરવામા આવે, ત્યારે દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક—એ નય થાય છે, તેમ વળી તે **જ્ઞાનનય** અને **ક્રિયાનય** એવા નામવાલા નય તેમજ **નિશ્ચયનય** અને **વ્યવહારનય** પણ કહેવાય છે

આ વખતે જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો કે, ભગવન્, એ સાત નયની ગણના કયારે થઇ હશે ?

સૂરિવર સાનદ થઈને બોલ્યા—ભદ્ર, પૂર્વકાલે **મસશતાર** નામનુ નયચક્રાધ્યયન હતુ,તેની અદર એકએક નયના સો સો ભેદ કહેલા હતા, તે કેટલેક કાલે વ્યવચ્છેદ પામ્યા છે તે પછી અર્વાચીનકાલમા **દ્વાદશાર નયચક્ર** પ્રવર્ત્તે છે, તેની અદર એક એક નયના બાર ભેદ કહેલા છે, જો તમારે તે જાણવાની ઇચ્છા હોય તો તે પુસ્તકનો અભ્યાસ કરજો એ દ્વાદશાર નયચક્ર ગ્રથનુ પ્રમાણ અઢાર હજાર શ્લોકનુ છે અને તે પ્રત્યેક શ્લોક તમારે મનન કરવા યોગ્ય છે

નયચદ્ર સહર્ષવદને બોલ્યો—ભગવન, જ્ઞાનનય અને ક્રિયાનયનુ સ્વરૂપ સમજાવો

**સૂરિવર**—ભદ્ર નયચદ્ર, સમ્યક્ પ્રકારે હેય તથા ઉપાદેય વસ્તુને જાણવી, અને પછી આ લોકમા ઉપાદેય, ફુલમાળા સ્રીચદના-

દિ, હેય ત્યાગવા યોગ્ય સર્પ વિષ કંટકાદિ, અને ઉપેક્ષા કરવા યોગ્ય તૃણાદિ, પરલોકમા ગ્રહણ કરવા યોગ્ય સમ્યગ્ દર્શન ચારિત્રાદિ, નહી ગ્રહણ કરવા યોગ્ય મિથ્યાત્વાદિ, ઉપેક્ષણીય, સ્વર્ગ, લક્ષ્મ્યાદિ, એવી રીતે અર્થમા યત્ન કરવો, અર્થાત્ જ્ઞાનથી તે વસ્તુઓને યથાર્થ જાણવી, એવો જે ઉપદેશ તે જ્ઞાનનય કહેવાય છે ફળ દેનાર જ્ઞાન છે, ક્રિયા ફળ દેતી નથી, કારણકે જ્ઞાન વિના ક્રિયા કરે તો યથાર્થ ફળ મળતુ નથી, તેટલા માટે જ્ઞાનની પ્રાધાન્યતા છે તીર્થંકર ગણધરોએ અગીતાર્થને એકલા વિહાર કરવાને નિષેધ કરેલો છે તે જ્ઞાનનયનો મત એવો છે કે, ગીતાર્થ વિહાર કરે અથવા ગીતાર્થની સાથે વિહાર કરે

અર્હન્ ભગવાનને સંસારમા રહે છતે જ્યાસુધી કેવળજ્ઞાન થતુ નથી ત્યા સુધી મુક્તિ પ્રાપ્ત થતી નથી ( ઉત્કૃષ્ટ તપ ચારિત્રવાન હોવાથી પણ ) તેટલા માટે જ્ઞાન પુરૂષાર્થનુ હેતુરૂપ હોવાથી પ્રધાન છે

ક્રિયાનુ ઉપકરણ જ્ઞાન છે, તેથી તે ક્રિયાની આગળ ગૌણ છે સર્વ પુરૂષાર્થની સિદ્ધિ માટે ક્રિયાજ પ્રધાન કારણ છે, આ પ્રમાણેનો જે ઉપદેશ, તે ક્રિયાનય કહેવાય છે શ્રી તીર્થંકર ગણધરોએ ' ક્રિયા રહિત જ્ઞાન નિષ્ફળ છે ' એમ આગમમા કહેલુ છે જેમ આંધળા માણસને લાખો અને કરોડો દીવા કરો, તોપણ તેને પ્રકાશ મળતો નથી, કોઇ પુરૂષ રસ્તો જાણતો હોય, પરંતુ ચાલે નહીં તો તે ધારેલા સ્થાનમા પોહોચી શકતો નથી, અને નદીમા પડેલો માણસ તરવુ જાણતો હોય પરંતુ, જો પોતાના હાથ પગ હલાવી તરતો નથી, તો તે કાંઠે પહોચતો નથી તેવી રીતે ક્રિયાવગરનો જ્ઞાની સાધ્ય વસ્તુને મેળવી શકતો નથી તેને માટે એક અનુભવી વિદ્વાન લખે છે કે, —

क्रियैव फलदा पुसा न ज्ञान फलद मतम् ।
यत स्त्रीभक्ष्य भोगज्ञो न ज्ञानात् सुखितो भवेत् ॥ १॥

ભાવાર્થ—પુરૂષોને ક્રિયાજ ફલ આપનારી છે જ્ઞાન નથી

કારણ કે કામી પુરૂષ સ્ત્રીના ભોગને જાણનારા હોય અને ભુખ્યો માણસ ભક્ષને જાણનારા હોય પણ તે એકલા જ્ઞાનથી સુખી થતો નથી. ૧

ભદ્ર નયચદ્ર, આ ઉપરથી સમજવાનુ છે કે, સવમા ક્રિયાજ મુખ્ય છે આતો ક્ષાયોપશમ ચારિત્ર ક્રિયાની અપેક્ષાએ પ્રાધાન્યપણુ કહ્યુ, હવે ક્ષાયિક ક્રિયાની અપેક્ષાએ કહે છે અર્હત ભગવાનને કેવલ જ્ઞાન થયુ હોય, તો પણ જ્યા સુધી સર્વ સવરરૂપ પૂર્ણ ચારિત્રચો દમા ગુણ સ્થાનની પ્રાપ્તિ ન થાય, ત્યાસુધી તેને મુક્તિની પ્રાપ્તિ થતી નથી તેથી ક્રિયાના પ્રધાનપણાને લઈને ક્રિયાનયની પ્રવૃત્તિ થાય છે

હે શ્રાવક નયચદ્ર, આ જ્ઞાનનય અને ક્રિયાનયનુ યથાર્થ સ્વરૂપ તમારા હૃદયમા આરૂઢ કરજો, એટલે તમારી મનોવૃત્તિમા વસ્તુ સ્વરૂપનો વિશેષ પ્રકાશ પડશે

**નયચદ્ર**—ભગવન્, આપની કૃપાથી મારૂ હૃદય હવે તદન નિ શક થયુ છે મારી મનોવૃત્તિના આતર પ્રદેશમા આર્હતધર્મની પૂર્ણ શ્રદ્ધા પ્રવિષ્ટ થઈ છે આપના પસાયથી શ્રાવક ધર્મને યથાર્થ રીતે પામ્યો છુ સાતનયના સ્વરૂપે મને સર્વ રીતે શુદ્ધ બનાવ્યો છે પૂર્વે મે જે વાચેલુ, સાભળેલુ અને મનન કરેલુ હતુ, તે આ વખતે મારા શુદ્ધ હૃદયમા સ્કુરી આવ્યુ છે દ્રવ્ય અને ભાવ બને પ્રકારની વસ્તુપર મારી દિવ્ય દૃષ્ટિ પડવા લાગી છે અને તે સાથે આ સસારની વિચિત્રતા મારા જેવામા આવી છે હેમહોપકારી મહાનુભાવ, આપે મારી ઉપર અને મારા કુટુબ ઉપર ભારે ઉપકાર કર્યો છે આજે અમારી સિદ્ધગિરિની યાત્રા પૂર્ણ રીતે સફળ થઈ છે હવે તે સાત નયને માટે કાંઈપણ ઉપદેષ્ટવ્ય હોયતો દયા લાવી સમજાવો

નયચદ્રના આવા વિનીત વચન સાભળી સૂરિવર આનદ સહિત બોલ્યા—ભદ્ર, હવે આજે ઉપદેશનો ચરમ દિવસ છે વળી અમારી આ છેલ્લી સાતમી યાત્રા પૂર્ણ થઈ ક્ષેત્રસ્પર્શના નાયોગે હવે અમારે અહિંથી આવતી કાલે વિહાર કરવાનો છે તમારા હૃદયને સતોષ થયેલો જાણી અમો હૃદયમા પ્રસન્ન થઈએ છીએ તમારી મ

નોવૃત્તિ નિ શક થઇ હોય તો અમે અમારા કર્ત્તવ્યને બજાવેલુ જાણીએ છીએ અમારો ઉપદેશ સફલ થાય તો અમને વિશેષ આનદ પ્રાપ્ત થાય, એ સ્વાભાવિક છે, અને મુનિ જીવનની કૃતાર્થતા પણ તે માત્ર છે ભદ્ર નયચદ્ર, હવે સાત નયના સ્વરૂપનો ઉપદેશ સમાપ્ત કરવામા આવે છે તે વિષય એટલો બધો ગહન છે કે, તેને માટે જેટલો વિસ્તાર કરીએ તેટલો થઇ શકે તેમ છે એ સાતનય અમુક રીતે માનવાથી નયાભાસ થઇ જાય છે, તે નયાભાસનુ સ્વરૂપ તમે તમારી બુદ્ધિના બલથી જાણી શકશો એ બને નયોને પૃથક્ પૃથક્ એકાત માનવામા આવે તો મિથ્યાત્વ કહેવાય છે, અને સ્યાદ્વાદ સ યુક્ત માનવામા આવે તો સમ્યક્ દષ્ટ કહેવાય છે

ભદ્ર, તેમા ખાસ કરીને એક વાત લક્ષમા રાખવાની છે કે, તે સાતે નયમા પેહેલા ચારનય અર્થનુ નિરૂપણ કરવામા પ્રવીણ હોવાથી **અર્થનય** કહેવાય છે અને બાકીના ત્રણ નય શબ્દ વાચ્યના અર્થને લગતા હોવાથી **શબ્દનય** કહેવાય છે, અને તેના બીજા અનેક ભેદ થઇ શકે છે તેને માટે એક ગાથા સદા સ્મરણમા રાખજો —

> इक्केको य सयविहो, सत्त नयसया हवंति एमेव ।
> अन्नोवि य आएसो, पचेव सया नयाणतु ॥ १ ॥

તેનો ભાવાર્થ એવો છે કે, નૈગમ વિગેરે સાતનયના પ્રત્યેક ના સો સો ભેદ છે તે સર્વ મળીને સાતસો ભેદ થાય છે બીજે પ્ર કારે પાચ પ્રકારના નય માનીએ તો તેના પાચસો ભેદ થાય છે

ભદ્ર નયચદ્ર, જો સામાન્ય ગ્રાહી નૈગમનયને સગ્રહની અ દર લઇએ અથવા વિશેષગ્રાહી નૈગમનયને વ્યવહાર નયની અ દર અ તર્ભૂત કરીએ તો છ નય થાય છે, અને તે દરેકના સો સો ભેદ ગણવાથી છસો ભેદ થઇ શકે છે નૈગમ, સગ્રહ અને વ્યવહાર— એ ત્રણ અર્થ નય અને એક શબ્દ નય એવી વિવક્ષા કરવામા આ વે તો બધા મળીને ચાર નય થાય છે તે પ્રત્યેકના સો સો ભેદ લેતા ચારસો ભેદની સ ખ્યા થાય છે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક—એ બે નય લઇએ તો દરેકના સો સો ભેદ ગણતા બસો ભેદ થાય છે

ભદ્રનયચદ્ર, આ પ્રમાણે નયના ઘણા ભેદ થઈ શકે છે ઉ ત્કૃષ્ટ પણે લેવાથી તો તેના અસખ્ય ભેદ થાય છે જો તમારે તે વિ ષે વિશેષ જાણવુ હોય તો **શબ્દાંભોનિધિ ગધહસ્તિ મહા ભાષ્યવૃત્તિ** ( વિશેષાવશ્યક ) દ્વાદશાર નયચક્ર વગેરે શાસ્ત્રોમાથી જોઇ લેજો, અને જો બને તો તેનો અભ્યાસ કરજો

આ વખતે જિજ્ઞાસુ બે હાથ જોડી બોલી ઉઠયો—ભગવન્, મ ને બાધા આપો " જ્યા સુધી એ ગ્રથોનો હુ અભ્યાસ ન કરૂ, ત્યાસુધી મારે વિવાહિત થવુ નહીં "

પુત્રની આવી ઉત્કઠા જોઇ પિતા નયચદ્ર અને માતા સુબો ધાએ તેને ધન્યવાદ આપ્યો તે પછી સૂરિવરે આનદનદને શ્રાવક પુત્ર જિજ્ઞાસુને બાધા આપી હતી

પછી જ્યારે આનદસૂરિનુ વ્યાખ્યાન સમાપ્ત થયુ, એટલે આદીશ્વર ભગવાનના જય ધ્વનિથી તલેટીનો પવિત્ર પ્રદેશ ગાજી ઉ- ઠયો શ્રાવક નયચદ્ર, શ્રાવિકા સુબોધા અને શ્રાવકપુત્ર જિજ્ઞાસુ સ વેએ ઉભા થઇને વિધિપૂર્વક સૂરિવરને વદના કરી—વદનાનો વિ ધિ સમાપ્ત થયા પછીનયચદ્ર અજલિ જોડી વિનયપૂર્વક બોલ્યો— મહાનુભાવ, ભગવન્, આપે મારી ઉપર, આ શ્રાવિકા ઉપર અને આ પુત્ર જિજ્ઞાસુ ઉપર જે કૃપા કરી અમૃતરૂપ ઉપદેશ આપ્યો છે, અને તે ઉપદેશથી અમારી ત્રિપુટીને જે લાભ થયો છે, તેનુ વ- ર્ણન અમારાથી થઈ શકે તેમ નથી તથાપિ છેવટની એટલી પ્રાર્થ ના છે કે, વર્તમાનકાલે આ પાચમો આરો પ્રવર્ત્ત છે ચતુર્વિધ જૈ ન સઘની અવ્યવસ્થા થઈ જવાનો ભય રહે છે, તેવા વખતમા અમા- રે શું કરવુ ? કયે માર્ગે ચાલવુ ? અને ધાર્મિક કાર્યમા કેવી પ્ર વૃત્તિ કરવી ? તે વિષે કાઇક ઉપદેશ આપો તો અમને વિશેષ લા ભ મળશે

સૂરિવર—પ્રસન્નતાથી બોલ્યા—ભદ્ર નયચદ્ર, તમે અને ત- મારૂ કુટુબ ધર્મ ઉપર શ્રદ્ધાલુ જોઇ મને સતોષ થાય છે, સાત

નયના સ્વરૂપ જાણવાથી તમારા હૃદયમા ધર્મનો પ્રકાશ સારીરીતે પ ડેલો છે શ કાક આદિ સર્વ દોષો તમારાથી દૂર થઈ ગયા છે હવે ત મે કોઈ જાતનો ભય રાખશો નહીં પાચમા આરાનો પ્રચડ પ્રભાવ તમને કાઇપણ કરી શકશે નહિ તમારા હૃદયમા સાતનયના સ્વરૂપનું પ્રતિબિ બ પડેલુ છે, એ સાતનયની પ્રરૂપણા આર્હત તત્ત્વને પ્રતિ પાદન કરનારી છે તે સ્યાદ્વાદના સિદ્ધાતને સિદ્ધ કરે છે તેનાથી સપ્તભ ગીનું યથાર્થ સ્વરૂપ પ્રતિપાદિત થાય છે સપ્તભ ગીની રચના ઉપર સાતનયની યુક્તિ વિશેષ ચમત્કાર આપે છે

ભદ્ર નયચ દ્ર, હવે તમને આર્હતધર્મનુ માહાત્મ્ય સારીરીતે સમજાશે, તમારી મનોવૃત્તિમા સમ્યક્ત્વનો સારો પ્રકાશ પડશે, ત થાપિ મારે તમને કહેવુ જોઈએ કે સ્યાદ્વાદ દર્શનને કે તમારા શ્રાવ ક ધર્મને બાદ ન આવે તે રીતે વર્ત્તમાનકાલને અનુસરી તમેપ્રવૃત્તિ કરજો આર્હતધર્મનો ઉદય કરવામા ઉજમાળ રહેજો સાતક્ષેત્રોનો ઉદ્ધાર કરવામા સદા તત્પર રહેજો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પુરૂષાર્થને અવિરોધપણે સાધજો, અને સધાવજો, તેમા ખાસ કરીને શ્રાવક અને શ્રાવિકા એ બ ને ક્ષેત્રોની સુધારણા કરવામા વિશેષ ધ્યાન આપજો એ ઉભયક્ષેત્રને સુધારવાથી બીજા ક્ષેત્રો સ્વત સુધરી શકશે તન, મન અને ધનથી સ ઘની ભક્તિ કરજો સ ઘની અ દર પેશી ગયેલા હાનિકારક રીવાજોને દૂર કરવાના ઉપાયો યોજી ધાર્મિક સુધારણાને પુષ્ટિ આપજો, અને જીવદયા પાલવાને માટે બદ્ધ પરિકર થજો શ્રાવિકા સુબોધા, તમે સુજ્ઞ છો, એટલે તમને વિશેષ કહેવાની જરૂર નથી, તથાપિ એટલુ તો કહેવુ પડશે કે, તમે તમારી ધાર્મિક કેળવણીનો ઉપયોગ કરજો તમારી ધર્મબ્હેનોને બોધ આપી સુધાર જો શ્રાવિકાઓને સદ્ગુણી અને સતી ધર્મને જાણનારી બનાવજો તે સાથે તમારા આત્માને આર્હતધર્મનો ઉપાસક કરજો

વત્સ જિજ્ઞાસુ, તુ આર્હત વિદ્યામા પ્રવીણ બની શ્રાવક પુત્રો ને સદ્બોધ આપજે આર્હતધર્મનો ઉદય તમારાથી થવાનો છે આ

ત્ર અને તરૂણ વીરપુત્રો જ્યારે ધર્મ તથા નીતિ વિદ્યામા આગળ પ
ડશે, ત્યારેજ વીર ધર્મનો વિજય થશે ધર્મ, વ્યવહાર અને નીતિનુ
બળ વધારવાને સારી સારી મ સ્થાઓ સ્થાપન કરી વીરશાસનનો
વીજય વાવટો ફરકાવજો

મહાનુભાવ આન દસૂરિ આ પ્રમાણે ઉપદેશ આપી વિરામ
પામ્યા—તે પછી નયચ દ્ર, સુબોધા અને જિજ્ઞાસુ—એ શ્રાદ્ધ ત્રિપુટીએ
ગુરૂભક્તિનુ ગૌરવ ધારણ કરી તેમને પુન વ દના કરી અને વીરશા
સનનો ઉદ્યોત થાય, તેવા વિવિધ જાતના અભિગ્રહો ગ્રહણ કર્યા

નિકરણ શુદ્ધિથી ગુરૂભક્તિને ધારણ કરતા, ગુરૂના પ્રભાવની
પ્રશ સા કરતા અને જ્યાસુધી ગુરૂની મનોજ્ઞમૂર્તિ જોવામા આવી
ત્યાસુધી વાર વાર સિ હાવલોકન કરી ગુરૂમૂર્તિના દર્શન કરતા શ્રાવક
નયચ દ્ર, શ્રાવિકા સુબોધા અને શ્રાવક પુત્ર જિજ્ઞાસુ સિદ્ધગિરિની ત
લેટીમાથી પ્રસાર થયા તેઓ વિમલગીરિના શિખરોને પુન પુન
ભાવપૂર્વક અવલોકતા અને તે પર રહેલી પ્રભુની પ્રતિમાઓનુ ધ્યા
ન કરતા ચાલતા હતા

આન દસૂરિ શ્રાવક નયચ દ્રને પ્રતિબોધ કરવાની પોતાની ધા
રણા સફળ કરી અને હૃદયમા ધારેલી સિદ્ધગિરિની સાત યાત્રાઓ
ને પૂર્ણ કરી ત્યાથી સપરિવાર વિહાર કરી ચાલી નીકળ્યા હતા નય
ચ દ્ર પણ કેટલોક સમય તે તીર્થભૂમિમા કુટુબ સહિત રહી પોતાના
વતન તરફ વિદાય થયો હતો નયચ દ્રે નિ શ ક થઈ આર્હતધર્મની
આરાધના કરી હતી છેવટે પોતાના ધર્મનિષ્ઠ પુત્ર જિજ્ઞાસુને ગૃહભા
ર સોપી અને સાતક્ષેત્રોમા દ્રવ્યનો સદુપયોગ કરી નયચ દ્ર ચારિત્ર
ધર્મનો ધારક બન્યો હતો તેણે સાત નયના સ્વરૂપને દર્શાવી વિવિધ
જાતના ઉપદેશો આપ્યા હતા, ભારતવર્ષની જૈનપ્રજા નયવિજય મુ
નિની નિર્મલ વાણી સાભળવાને અતિ ઉત્સુક બની હતી તે મહા
નુભાવે પોતાના પૂર્વોપકારી ગુરૂ શ્રી આન દસૂરિની ધર્મકીર્તિને ભા-
રતના ચારે ખૂણામા પ્રસરાવી હતી કેટલાએક સ્થાનોમા જૈનધર્મની

સ સ્થાઓને સ્થાપિત કરી હતી અને પોતાના ઉપકારી ગુરુનુ નિર્મ લ નામ તેની સાથે અ કિત કર્યુ હતુ

નયચ દ્રની સ્ત્રી સુબોધા શુદ્ધશ્રાવિકા બની ગૃહાવાસમા રહી હતી તેણીએ એક શ્રાવિકાશાળાની સ્થાપના કરી,તેમા આવતી શ્રાવિકાઓને ધર્મ નીતિ અને વ્યવહારનુ ઉત્તમ શિક્ષણ આપતી હતી અને તે તેજ પોતાનુ મહાવ્રત માનતી હતી

વીરપુત્ર જિજ્ઞાસુએ પોતાની માતાની આજ્ઞાને આધીન થઈ ગૃહાવાસમા રહી સારો અભ્યાસ કર્યો હતો અનુક્રમે આત્માને આ ન દ આપનારી એક સ સ્થા સ્થાપન કરી, તેમા પોતે મુખ્ય અધિકાર મા જોડાયો હતો તેનામા વક્તૃત્વ શક્તિ સારી હતી, તેથી તે ઉત્ત મ વિષયોના ભાષણો કરી લોકોના હૃદય ઉપર સારી અસર કરતો હતો

જિજ્ઞાસુ સસ નયનુ સ્વરૂપ જાણ્યા પછી આર્હત ધર્મ શાસ્ત્રનો ઉ ત્તમ અભ્યાસી બન્યો હતો પદાર્થના સ્વરૂપને દર્શાવવાને સ્યાદ્વાદ મતની ભૂમિકામા તેણે ભારે અભ્યાસ કર્યો હતો, અને તે ઉપર સારા સારા લેખો લખી ભારતીય જૈન પ્રજાનો મહાન્ ઉપકાર કર તો હતો તે હ મેશા પોતાના ભાષણમા જણાવતો કે, " ધર્મબ ધુ ઓ, જાગ્રત થાઓ, આ પ ચમકાળના પ્રભાવથી પથરાઈ ગયેલા પ્ર માદને છોડી દો તમારા પ્રાચીન ધર્મની મહત્તાનુ સ્મરણ કરો સર્વ દર્શનોમા સર્વોપરિમત્તા ધરાવનારા તમારા સ્યાદ્વાદ દર્શનની મહત્તાનુ મનન કરો, તમારા દર્શનની ગ્ર થ સમૃદ્ધિ મોટામા મો ટી છે ભારતવર્ષના સર્વ ધર્મોની અ દર તમે પ્રાચીનપદ લીધેલુ છે સ મતિતર્ક, નયચક્રવાલ, સ્યાદ્વાદ રત્નાકર અને રત્નાકરાવતારિકા વગેરે તમારા ગ્ર થોનુ અવલોકન કરો, તમારી મનોવૃત્તિ તત્ત્વાર્થ ગ્ર થમા પ્રવેશ કરાવો પ્રમાણવાર્ત્તિક, પ્રમાણમીમાસા, ન્યાયાવતાર, અનેકાતજય પતાકા, અનેકાત પ્રવેશ, ધર્મસ ગ્રહિણી, અને પ્રમેય રત્નકોશ ઇત્યાદિ તમારા મહાન્ ગ્ર થોના કર્ત્તાઓનો આભાર માનો, એ ગ્ર થોરૂપ અપ્રતિહત શસ્ત્રોથી તમારૂ વીરશાસન ભારતવર્ષ ઉપર મહાન્ વિજય મેળવે છે

---



# ઉપસંહાર.



પ્રિય ધર્મબધુઓ, વર્ત્તમાનકાળે વિદ્યાદેવીનો મહાયુગ પ્રવર્ત્તે છે કેળવણીરૂપ કલ્પલતા ભારતવર્ષની આસ પાસ વીંટાઇ વળી છે જો કે, તે કેળવણીએ નવીન પદ્ધતી ગ્રહણ કરેલી છે, તથાપિ તે માર્ગે ચાલીને તમે તમારી પ્રાચીન પદ્ધતીને પ્રાપ્ત કરી શકશો મસ્કૃત અને માગધી ભાષાના એટલા બધા પ્રબળ માધનો ત માગી સન્મુખ ઉભા છે કે, જેના બળથી તમે તમારી પૂર્વ પદ્ધતીનો પ્રસાદ પ્રાપ્ત કરી શકશો

બધુઓ, તમે એક સપથી વર્ત્તી તમામ ધર્મનો ઉદ્યોત કરજો ગચ્છ, જ્ઞાતિ અને ગુરૂમા ભેદ બુદ્ધિ રાખશો નહીં સર્વ જૈન બધુઓ વીર પ્રભુના સેવક છે, એવુ ધારી ચારે તરફ સપનો સુગધી પવન ફેલાવજો જ્યા સપ ત્યા વિજય છે માણસમા, આખા વિશ્વમા પણ જો ધર્મનુ અને નીતિનુ રૂપ કાઇપણ દેખવુ હોયતો મપમાજ દેખો સપ એ રાગ તથા દ્વેષના અભાવનુ કેદ્રસ્થાન છે જ્યા સપનો ઉદય ત્યા વીતરાગ ધર્મનો ઉદય છે સર્વાત્મભાવ પણ તેમાજ છે દયાધર્મનો પ્રકાશપણ સપની સાથે સબધ ધરાવે છે તિર્થંકર ભગવાનના સમોવસરણમા અને તપસ્વીઓના તપોવનમા શીકારી પ્રાણીઓ વૈરભાવ છોડી મપથી વર્ત્તે છે, તે ઉપરથી તપનુ ફલ સપદર્શક છે

પ્રિય બધુઓ, એ સપરૂપી કલ્પવૃક્ષનો આશ્રય કરી અર્હત.

ધર્મની સાધના કરજો તમારો એ ધર્મ ત્રૈલોકય।
તેની ઉપર અનેક આક્ષેપો થયા છે અને થતા જાય
ચીન ધર્મ હજી ડગ્યો નથી વીર શાસનનો પ્રભાવ
વર્તે છે, અને હજુપણ પ્રવર્ત્તશે ધમ બધુઓ, છે
ને એટલુ જ કહેવાનુ કે, આપણા આર્હત ધર્મના ર
છે આપણા ગુરૂઓ જો બદ્ધ પરિકર થઈ ,ધર્મોપદેશ
અને પોતાના ચારિત્ર ધર્મનુ યથાર્થ રીતે રક્ષણુ કરી ?
તો આપણો ધર્મ વિશેષ પ્રકાશમાન થશે

આ પ્રસગે મારે જણાવવુ જોઇએ કે, વર્ત્તમાનકા
સૂરિ અને તેમનો પરિવાર અતિ ઉપકાર કરે છે ધર્મ
વિષયો ઉપર સારા સારા ગ્રથો લખી જૈન પ્રજાને શુદ્ધ મા
છે તેમા આત્માને આરામ આપનારા અને વિજયપૂર્વક
પ્રવર્ત્તાવનારા સૂરિવર આપણા જૈન વર્ગ ઉપર જે ઉપકાર
તે અવર્ણનીય છે તરૂણ શ્રાવક જિજ્ઞાસુ આવા આવા ઉપદે
થી પોતાનુ શ્રાવક જીવન કૃતાર્થ કરતોહતો, અનેતેને પોતાનુ શુદ્ધ
વ્ય સમજી હૃદયમા આન દ પામતો હતો યાવજ્જીવિત એજ ક
મા તત્પર રહી શ્રાવક પુત્ર જિજ્ઞાસુએ પોતાની જિજ્ઞાસા તૃપ્ત
હતી

પ્રિયવાચકવૃ દ, શ્રાવક નયચ દ્ર, શ્રાવિકા સુબોધા અને શ્રાવ
પુત્ર જિજ્ઞાસુ—આ ત્રિપુટીનો અને તેમનો ઉદ્ધાર કરનારા મહાનુ
ભાવ ગુરૂ આન દસૂરિનો આ વૃત્તાત તમારા હૃદયમા સ્થાપિત કરજો
અને તે પરમ કૃપાળુ ગુરૂરાજના ઉપકારનુ હૃદયમા નિરતર સ્મર
ણ કરજો, અને આ નયમાર્ગદર્શકના ઉપયોગી વિષયનુ મનન કરી
સ્યાદ્વાદ સિદ્ધાતરૂપ સુધાના સ્વાદને સ પાદન કરજો એથી આ લોક
તથા પરલોકના શ્રેયને પ્રાપ્ત કરવાના પૂર્ણ અધિકારી થશો

તથાસ્તુ

